


શ્રી. કેશવરામ કા. શાસ્ત્રીએ નવ સંગ્રહોને સંકલિત કરવા પ્રયાસ કર્યો છે. તે નવ સંગ્રહો એટલે કે (૧) ગુ. વ. સો. પ્રકાશિત 'કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહની સૂચિ,' (૨) શ્રી. ફાર્બસ ગુજરાતી સભા પ્રકાશિત 'હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ' (ભા. ૧-૨, પ્રતિઓ ૧૫૦) તથા અપ્રકટ એવી બીજી ૨૪૫ પ્રતિઓ, (૩) શ્રી. ડાહીલક્ષ્મી લાયબ્રેરી (નડિયાદ) નો હાથપ્રતસંગ્રહ, (૪) વડોદરા પ્રાચ્યવિદ્યામંદિરનો સંગ્રહ, (૫) ભાણ્ડારકર ઓ. રિ. ઇન્સ્ટિટયૂટનો સંગ્રહ, (૬) ગુજરાતી પ્રેસનો ૩૪૩ જેટલી હાથપ્રતોનો ખાનગી સંગ્રહ, (૭) શ્રી. અંબાલાલ બુ. જાનીનો ખાનગી સંગ્રહ, (૮) શ્રી. પુરુષોત્તમ વિશ્રામ માવજીનો ખાનગી સંગ્રહ અને (૯) એમ. ટી. બી. આર્ટ્સ કોલેજ (સુરત) માં શ્રી. છગનલાલ મોદીનો સંગ્રહ. સરવાળે આ યાદીમાં લગભગ ૨૭૦૦ ગુજરાતી હાથે લખેલી પોથીઓની સંકલના થયેલી છે, અને તેમાં લગભગ ૨૬૨૩ જેટલી કૃતિઓનો સમાવેશ થાય છે. માહિતીમાં કર્તાનુ નામ, ગ્રંથનું નામ, રચ્યાચાલ, પ્રતિ કયાં છે અને કેટલી છે ઇત્યાદિ વિગતો યથાસંભવ આપી છે. પાદટીપમાં કૃતિઓ અને કર્તા વિશે મિતાક્ષરી નોંધો છે.

ગ્રંથોના સંપાદન-પ્રકાશનનું કાર્ય વ્યવસ્થિત રીતે થવું દુર્ઘટ છે. આવી માહિતીનો સંગ્રહ જેમ જેમ વધતો જાય તેમ તેમ આ વિષયનાં અભ્યાસ અને સંશોધન કેવી રીતે ગોઠવવાં એ બાબતમાં વધારે સમજણ આવે.

સંકલના ઉપરાંત શ્રી. શાસ્ત્રીએ ૪૮ પાનાંની પ્રસ્તાવનામાં જૂના ગુજરાતી સાહિત્યના સંશોધનને અંગે જે માહિતી આપી છે તે પણ માર્ગદર્શક છે. શાસ્ત્રીય સંપાદનના વિષયમાં તેમણે કરેલી ચર્ચા પણ વિચારવા યોગ્ય છે. સંપાદનના કાર્યમાં એકસરખી પદ્ધતિનો બધા પાસે અમલ કરાવી શકીએ એ ઇષ્ટ છે. પણ જે વિષયમાં વસ્તુગત મતભેદ દૂર કરી ન શકાયો હોય, તે વિષયમાં એકસરખાપણાનો આગ્રહ અયથાર્થતામાં દોરી જાય એવો પણ ભય રહે છે. જૂનું ગુજરાતી સાહિત્ય એ એક એવો વિષય છે.

શ્રી. કેશવરામ શાસ્ત્રી સંપાદનની શાસ્ત્રીયતા ઉપર ભાર મૂકી 'સારો પાઠ સાચવવાનો' આગ્રહ સેવે છે તે વ્યાજબી છે. પણ પ્રશ્ન જે મૂંઝવે છે તે એ છે કે 'સારો પાઠ' કોને માનવો ? કાવ્ય હોય તો કવિતાની દૃષ્ટિએ આપણને સારો લાગે તે સારો પાઠ ? પણ આમાં આપણી કવિતાની સમજણ અને મૂળકારની સમજણ એક અથવા એકસરખી છે એવું અસિદ્ધ વિધાન સ્વીકારી લેવાનો દોષ આવે છે. એટલે પાઠનિર્ણયમાં રસદૃષ્ટિ મુખ્ય હેતુ બની શકતી નથી. રસ-ઔચિત્યની દૃષ્ટિએ કલ્પિત પાઠો યોજવામાં કલ્પનાવિહારને અવકાશ મળે છે, પણ સાથે સાથે વાસ્તવિકતા સાધવાના માર્ગમાં ભ્રમને પણ તેટલો જ અવકાશ મળે છે !

અર્થાત્ 'સારો પાઠ' એટલે આપણી રસવાસનાને તૃપ્ત કરે એ જ નહિ, પણ 'સારો પાઠ' એટલે કે 'મૂળ લેખકનો પાઠ.' શાસ્ત્રીય સંપાદનનો ઉદ્દેશ આ 'મૂલ પાઠ' શોધવાનો છે; સંભવ છે કે આવો શોધેલો 'મૂલ પાઠ' રસની દૃષ્ટિએ હીન હોય, વ્યાકરણસંમત પણ ન હોય, છન્દઃશાસ્ત્રને પણ સંમત ન હોય !

મૂલ વાચના કેવી રીતે શોધવી, એની શાસ્ત્રીય પદ્ધતિ કઈ અને એના નિયમો શા ? શ્રી. કેશવરામે "શાસ્ત્રીય સંશોધનનો પ્રકાર' એ મથાળા નીચે ડૉ. બ્યુહ્લરની સૂચના પ્રમાણે કવિ નર્મદાશંકરે યોજેલા નિયમોથી માંડીને પોતે સ્વીકારેલા નિયમો સુધી આ વિષયની ચર્ચા કરી છે કે જે દરેક સંશોધકે વિચારવા યોગ્ય છે. પણ આ નિયમો મૂલ વાચના શોધવા

માટે છે એ ઉદ્દેશ કદી ભુલાવો ન જોઈએ; અને આ નિયમો સાચવવાથી આપોઆપ મૂલ વાચના સિદ્ધ થઈ જશે અથવા તે સિદ્ધ કરવાના આટલા જ નિયમો છે એવી કોઈ જડતા સંશોધકમાં ન આવી જાય તેની પણ ખાસ કાળજી રાખવાની જરૂર છે. મૂલ વાચના શોધવાનો ઉદ્દેશ ધ્યાનમાં રાખી સંપાદકે પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ કરી પદ્ધતિ ઘડતા રહેવાનું છે.

જૂનું ગુજરાતી સાહિત્ય સંપાદિત કરવાનું કામ સંસ્કૃત સાહિત્ય સંપાદિત કરવાના કામ કરતાં વધારે મુશ્કેલીવાળું છે. સંસ્કૃત ભાષાનું ઘડતર–વ્યાકરણ અને કોશ–વ્યવસ્થિત છે; એટલે અત્યંત અણઘડ લેખકની કૃતિઓ બાદ કરીએ તો ભાષાશુદ્ધિનો પ્રશ્ન ખાસ મૂંઝવતો નથી. પદ્યરચનાઓમાં પણ વ્યવસ્થિતતા રૂઢ છે, એટલે પાઠશુદ્ધિમાં મોટી મદદ મળે છે. પણ પ્રાકૃત અને તજ્જન્ય પ્રાન્તીય ભાષાઓમાં પ્રથમથી જ બહોળા વિકલ્પોને અવકાશ મળેલો હોવાથી ભાષાનું બહારનું ખોખું પણ ચોક્કસ નથી. હેમચન્દ્રે પ્રાકૃત વ્યાકરણના બીજા સૂત્રમાં જ 'बहुलम्'[1] કહી આ હકીકતનો નિર્દેશ કરી દીધો છે. અપભ્રંશનાં સૂત્રોમાં પણ જે અનેક વિકલ્પોને[2] અવકાશ આપ્યો છે તે સૂચવે છે કે સંસ્કૃત વ્યાકરણના અર્થમાં તો આ પ્રાકૃતો વ્યાકરણનું શાસન કે બંધન પામી જ નથી. આની આ જ સ્થિતિ જૂની ગુજરાતીમાં ઉત્તરોત્તર વધતી જ ચાલી છે; એટલે કઈ જોડણી શુદ્ધ અને કયું શબ્દરૂપ શુદ્ધ, એ નક્કી કરવાનું કાર્ય અત્યંત દુર્ઘટ થાય છે. પદ્યરચનાઓ મોટે ભાગે માત્રામેળ છંદમાં અને લયબંધને અનુસરનારી હોય છે, એટલે અક્ષરમેળ વૃત્તોનું નિયામક તત્ત્વ જે સંસ્કૃતમાં મદદગાર થાય છે તેનો આમાં મોટે ભાગે અભાવ હોય છે. અનેક પાઠાન્તરોમાંથી મૂલ વાચના શોધવાની જે મુશ્કેલીઓ સંસ્કૃતમાં છે તે બધીએ જૂની ગુજરાતીમાં તો ખરી જ!

---

૧. 'बहुलम्' इत्यधिकृतं वेदितव्यम्। आशास्त्रपरिसमाप्तेः। ततश्च क्वचित् प्रवृत्तिः, क्वचिद् अप्रवृत्तिः, क्वचिद् विभाषा क्वचिदन्यदेव भवति। अ. १, सू. २

૨. ઉદાહરણ તરીકે स्वराणां स्वराः प्रायोपभ्रंशे। अ. ४, सू. ३२९ ઇત્યાદિ.

છતા આ મુશ્કેલીઓ એવી નથી કે સંશોધકો થોડે ઘણે અંશે તેને દૂર ન કરી શકે. શ્રી. કેશવરામે સંપાદનને અંગે જે ચર્ચા કરી છે તે આ કાર્યમાં ઉપયોગી થાય એવી છે.

આ ઉપરથી જૂના ગુજરાતી સાહિત્યના અભ્યાસકોને અને સંશોધકોને આ ગ્રંથ કેટલો ઉપયોગી અને આવશ્યક છે તેનો ખ્યાલ આવશે. ગ્રંથનો ઉપયોગ કરનાર સંશોધક આ ગ્રંથમાં શ્રી. શાસ્ત્રીનાં ખંત, ઝીણવટ, અને ચોક્કસાઈ જોઈ તેમને ધન્યવાદ આપશે.

અમે આશા રાખીએ છીએ કે જૂના ગુજરાતી સાહિત્યના સંશોધકો આ 'યાદી'નો પૂરતો ઉપયોગ કરશે અને શ્રી. કેશવરામ શાસ્ત્રીના આ પ્રયાસને સહકાર આપશે.

તા: ૨૯.૧:૩૯
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
ભદ્ર–અમદાવાદ

રસિકલાલ છો. પરીખ
આસિ. સેક્રેટરી

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્રક

| પૃ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૩ | ૩૫ फ | ૪૫ फ |
| ૧૬ | ૨૦ | \| \| | \|૧૮૧૭\| |
| ૨૩ | ૧૭ | ૬૧૭૩ | ૬૭૩ |
| ૨૪ | ૨૩ | \| \| | \|૧૮૭૫\| |
| ૨૭ | | વાંચો–ગંગ, ગંગ,[૧] ગંગાધર,[૨] ગણપતરામ[૩] | |
| ૩૦ | ૨ | ૧૮૭૧ | ૧૮૭૮ |
| ૩૩ | ૧૫ | સૂચના–સ્ત્રીશિક્ષાને ગોપાલભટ્ટની કૃતિ ગણવી. | |
| ૩૭ | ૯ | વાંચો—ગૌરીબાઈ (ગવરીબાઈ)[૨] | |
| ૩૮ | ૨૧ | (ઈ. સ. ૧૬૭૨) | (ન જોઈએ) |
| ,, | ૨૨ | ૧૭૩૩ | ૧૭૧૩ |
| ૩૯ | ૧૯ | ૧૮૫૨ | ૧૭૫૨ |
| ૪૯ | ૧૯ | ૧૮૮૩ | ૧૮૨૩ |
| ૪૯ | ૨૪ | ૧૮૮૩ | ૧૮૨૩ |
| ૮૧ | ૧૧ | ૬૭૦ अ | ૭૪૨ व |
| ૮૨ | ૧૫ | ૭૭૦ | ૬૭૦ |
| ૯૧ | ૨૦ | ૧૭૮૦ | ૧૭૪૦ |
| ૧૦૩ | ૧૦ | રાજિયા-પરજિયા | બહુચરાજીનો ગરબો |
| ૧૦૭ | ૧૧ | પ્રીતમ | પ્રીતમ[૧] |
| ૧૯૩ | ૮ | વલ્લભ (અનાવલો) | (ન જોઈએ) |
| ,, | ૯ | ૧. અનાવિલ પુરાણ | ૩. અનાવિલ પુરાણ |
| ૨૩૫ | ૨૩ | ૪૬૮ | –દે. ૪૬૮ |
| ૨૬૧ | ૨૧ | ૭૫૨ | ૭૪૯ |
| ૨૮૨ | ૨૫ | જેરામ | હરિરામ |

**વિજ્ઞપ્તિ**—યાદીમાં આંકડાઓનું જ પ્રાધાન્ય છે. એકલે હાથે કામ કરવામાં આંકડાઓમાં ભૂલો રહેવાની સંભાવના છે; વળી મળેલી મૂળ યાદીઓમાં પણ ભૂલો હોય તો તે પણ તદ્વત્ આમાં હોવાની સંભાવના છે. તેવી ભૂલો મળ્યે લખી મોકલવામાં આવશે તો દ્વિતીયાવૃત્તિમાં તેનો સાભાર ઉપયોગ કરવામાં આવશે.

—સંપાદક

# પ્રસ્તાવના

કોઈ પણ દેશની ધાર્મિક, સામાજિક, આર્થિક અને રાજકીય પરંપરાનો ખ્યાલ જોઈતો હોય તો તે તે દેશમાંના પુરાતન અવશેષોનો અભ્યાસ અનિવાર્ય હોય છે. એ પ્રાચીન અવશેષો જો સંરક્ષાયેલી સ્થિતિમાં હોય તો અભ્યાસકો તેની મદદથી સંશોધન આગળ લંબાવી દેશના વિષયમાં જોઈતી માહિતી આપવા શકિતમાન થઈ શકે છે. એ તો આપણે સારી રીતે જાણિયે છિયે કે અંગ્રેજો હિંદમાં આવ્યા તે પૂર્વેના કાળમાં પુરાતન અવશેષોના સંરક્ષણ તરફ દેશવાસીઓનૂં સ્વલ્પાંશે પણ ચિત્ત નહોતૂં. હેતુપૂર્વક વિશિષ્ટ અવશેષો પાછળ મૂકી જવાની ટેવ હતી; પણ તે સાથે રક્ષણ કરવાનૂં ભાન નહોતૂં; કેમકે જો ભાન હોય તો તેવા પ્રાચીન અવશેષોના સંગ્રહો દેખાવા જોઈયે. હા, માત્ર એવા કોઈ અવશેષ સાથે ધાર્મિક સંબંધ હોય તો તે જળવાઇ રહેતો હતો, અને તેજ કારણે જૈનોના અનેક પવિત્ર ગ્રંથસંગ્રહો અને તેજ રીતે જૈનેતરોના વ્યકિતગત ગ્રંથ સંગ્રહો માત્ર કવચિત કવચિત જળવાઈ રહેલા મળે છે. આ તો માત્ર ગ્રંથસંગ્રહોનીજ વાત થઈ. બાકી પુરાતત્ત્વના અંગભૂત સિક્કાઓ, શિલાલેખો, દાનપત્રો કે જૂનાં હથિયારોના સંગ્રહ કરવા તરફ તો પૂરી બેદરકારી સેવવામાં આવેલી, તો પછી વસ્ત્રાદિકના વિષયમાં તો વાતજ શી કરવાની?

આ આપણી આંખ ખોલાવનારા યુરોપિઅન વિદ્વાનો છે. લૉર્ડ હેસ્ટિંગ્સ (ઈ. સ. ૧૭૭૨-૮૫)ના સમયમાં ગ્રેટબ્રિટનની રોયલ એશિઆટિક સોસાઇટીની શાખા કલકત્તામાં સ્થપાઈ. હસ્તલિખિત પુસ્તકો, સિક્કાઓ, શિલાલેખો વગેરેનો સંગ્રહ કરવાની ભાવનાને વિકાસ મળ્યો અને તેવાજ સમયમાં મેઘદૂત, ભગવદ્ગીતા અને શાકુંતલ નાટક વગેરેના અંગ્રેજી અનુવાદો મળ્યા. અંગ્રેજો જેમ જેમ હિંદમાં ફેલાવા લાગ્યા તેમ તેમ યુરોપિઅન વિદ્વાનો પણ હિંદની મુલાકાતે આવવા લાગ્યા. રાજકીય સંયોગોની અનુકૂળતાને અંગે સર્વ પ્રદેશો તેવા વિદ્વાનોને માટે ખુલ્લા હતા. અને આપણે જોઈ શકયા છિયે કે અનેક પ્રાચીન અવશેષો હિંદમાંથી ખેંચાઈ લંડનની રોયલ એશિઆટિક સોસાઈટીના સંગ્રહમાં અને ઈન્ડિઆ ઑફિસની લાયબ્રેરીમાં સુરક્ષિત થયા. 'સુરક્ષિત' શબ્દ અહીં સહેતુક વાપરવામાં આવ્યો છે, એ માટે કે એ સમગ્ર જગતના વિદ્વાનોને માટે ખુલ્લા છે. યુરોપની બીજી પણ કેટલીએ પુરાતત્ત્વ-સંરક્ષક સંસ્થાઓ પાસે હિંદ તેમજ બીજા દેશોમાંથી મેળવેલા અવશેષો સંગ્રહાઈ પડયા છે, એટલૂંજ નહીં

પણ પ્રતિદિન નવા નવા મળતા અવશેષો સંગ્રહાયે જાય છે. જૂની પશ્ચિમ રાજસ્થાનીનું અદ્વિતીય અને એકમાત્ર વ્યાકરણ સૌથી પ્રથમ અર્પનાર ઇટાલિઅન વિદ્વાન હિંદમાં આવ્યા વિનાજ મોટા ભાગની હાથપ્રતો પોતાના દેશમાંની એક પુસ્તકશાળામાંથી મેળવી પોતાનો ગ્રંથ લખે અને આપણે સૌએ નીચા મસ્તકે એની અનાયાસ સેવાઓનું ઋણ મુક્તકંઠે સ્વીકારવું પડે, એ કાંઈ ઓછું છે? ત્યારેજ આપણે સ્વીકારવું પડે છે કે અહીં અસંગ્રહાયેલી દશામાં નષ્ટ થઈ જતા હોય તેના કરતાં અન્યત્ર સુરક્ષિત દશામાં હોય તો તેનો કોઈ દિવસ ઉપયોગ થઈ શકશે, અને પૂનામાં 'ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટિટ્યૂટ' તરફથી મહાભારતની જે સાર્વદેશિક આવૃત્તિ તૈયાર થાય છે, તેમાં યુરોપમાં સંગ્રહાયેલી હાથપ્રતોનો પણ ઉપયોગ થાય છે, તે તેનું સારામાં સારૂં દૃષ્ટાંત છે. ત્યાં ગયેલી વસ્તુનો સંગ્રહ કરીનેજ તેઓ જો બેઠા રહ્યા હોત તો સૌથી પ્રથમ ઋગ્વેદ અને અથર્વવેદની સાર્વદેશિક આવૃત્તિઓ પ્રો. મેકડોનલ્ડ વગેરે જેવાઓ પાસેથી મળી છે, તે નજ મળી હોત. પાણિનિથી તદ્દન સ્વતંત્ર રીતે અભ્યાસના પરિપાકરૂપે શાસ્ત્રીય-વૈજ્ઞાનિક પદ્ધતિએ લખાયેલું પ્રો. મેકડોનલ્ડનું વૈદિક વ્યાકરણ અને સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ એ એવાજ સંગ્રહોને આભારી છે અને છેક છેલ્લી ઘડી પર્યંત પથારીમાં પણ એ વ્યાસંગને પોતાનું જીવનધ્યેય લેખનારા પ્રો. સિલ્વૅં લેવી અને પ્રો. વિન્ટર્નીઝ જેવા વિદ્વાનો પણ એવાજ સંગ્રહોએ પૂરાં પાડેલાં સાધનોના બળ પર સેવા કરી વિદેહ થયા છે.

એવા સંગ્રહોની દેખાદેખીએજ આજે હિંદમાં અનેક પુરાતત્ત્વ-સંગ્રહો પ્રાચીન-વસ્તુ-સંગ્રહસ્થાનો અસ્તિત્વમાં આવ્યાં છે. એના બળે હિંદનો સિલસિલાબંધ ઇતિહાસ અનેક વિદ્વાનોના ભિન્ન ભિન્ન નિર્ણયો પરથી થયેલી ગાળણી બાદ વિદ્વાન લેખકોને હાથે લખાયેલો આપણા હાથમાં આવી રહ્યો છે. નવાં અને નવાં મળતાં સાધનોની, તે ઉપરાંત સાવધાનતા-પૂર્વક જાળવણી કરવામાં આવે છે અને પુરાતત્ત્વસંશોધકો જૂની અને નવી શોધોનો સમન્વય સાધતા સાધતા નવું અને નવું દરેક પ્રસંગે રજૂ કરતા જાય છે, એની ખાતરી સંશોધનને મુખ્ય ધ્યેય માની ચાલનારાં અનેક સામયિકો પૂરી પાડે છે.

૧૮૧૮ લગભગમાં હિંદના ઘણાખરા ભાગ ઊપર અગ્રેજોનું શાસન સ્થપાઈ ગયું. અને તે પછીના બે ત્રણ દાયકામાં તો હિંદનાં સમગ્ર દેશી રાજ્યોએ અંગ્રેજોનું વર્ચસ્વ સ્વીકારી લીધું. ત્યારથી દેશ થાળે પડ્યો. અને

તેથી યુરેપિઅન વિદ્વાનોને હિંદમાં શાંતિથી સંશોધન કરવાની સુવિધા પ્રાપ્ત થઈ. હિંદમાં આવું સંશોધન કરનારા એકલા ધંધાદારી યુરેપિઅન વિદ્વાનો નહોં પણ અમલદારો પણ હતા, તે જ્યારે જાણવામાં આવે છે ત્યારે આશ્ચર્ય થયા વિના રહેતું નથી. અમલદારો વિદ્યાપ્રિય ન હોઈ શકે, એમ કહેવાનો આશય નથી, પણ અત્યારે સર્વત્ર જોવામાં આવે છે, તેમ તે પોતાના કાર્યોમાંથી નવરો થઈ શકતો નથી હોતો અથવા નિવૃત્તિના સમયમાં આરામ સિવાય અન્ય કશું કરી શકતો નથી; એ વસ્તુ લગભગ સનાતન સત્ય જેવી થઈ પડી છે. તેનું વિરુદ્ધ ઉદાહરણ કેટલાક યુરેપિઅન વિદ્વાનો–અમલદારોએ પૂરું પાડયું છે અને પૂરું પાડે છે. અને ગૂજરાતીનો દરેક પ્રકારે ઉત્કર્ષ જોવાની સતત ઇચ્છા સેવી તેને ચરિતાર્થ કરવા સુધી પહોંચેલા સર એલેકઝાંડર કિન્લોક ફાર્બસ, સર ટી. સી. હોપ, વગેરે તેના અદલ દાખલા છે.

દરેકને પોતાના ચાલૂ ધંધા ઉપરાંત એક પ્રિય વિષય હોય છે. એ તરફ જો બેદરકારી સેવવામાં ન આવે તો એમાં દરેક વ્યક્તિ સારું કામ કરી શકે છે. ૧૯૩૭ના નવેંબરમાં લંડન યુનિવર્સિટીના યુનિવર્સિટી કૉલેજના એક અધ્યાપક મિ. જે. આર. ફર્થ અમદાવાદમાં ભારતીય ઉચ્ચારણ–શાસ્ત્રનો અભ્યાસ કરવા નિમિત્તે ફરતા ફરતા આવી ચઢેલા હતા. તેણે એક વાતચીતમાં મને જણાવેલું કે 'છેલ્લા વિશ્વયુદ્ધના આરંભમાં હું એમ. એ. થયો; પણ હું મારા પ્રિય વિષયમાં કાંઈ કરવા પ્રયત્નશીલ બનું તે પૂર્વેજ લશ્કરી ભરતીમાં મારે જવું પડયું. આખો વિશ્વયુદ્ધનો સમય મારે એક સૈનિક તરીકે આફ્રિકાના રણક્ષેત્રમાં ઘૂમવું પડયું. મારા પર તો જાણે કે આ બહાને ઈશ્વરની કૃપાજ ઊતરી: તુલનાત્મક ભાષા શાસ્ત્રની તેમજ ઉચ્ચારણ–શાસ્ત્રની દૃષ્ટિએ આફ્રિકાની કેટલીયે પ્રાંતીય બોલીઓનો અભ્યાસ સાધી શકયો અને પછી તો મને એજ વસ્તુનો રાગ લાગ્યો. લંડન ગયા પછી અધ્યાપકની નોકરી મળ્યા બાદ હું મારા વિષયને વધૂ ખેડવા શક્તિમાન થયો છું.' આ વિદ્વાન એશિઆના બધા ભાગોમાં ફરી ભિન્ન ભિન્ન પ્રજાનાં ઉચ્ચારણસ્થાનોનો અભ્યાસ કરી કેટલાંય સત્યો શોધી શકયા છે. ચિનની ચિત્રલિપિને સ્થાને વર્ણલિપિ–તે પછી ભલે તે રોમન લિપિ હોય, પણ લખવા–છાપવાની અનુકૂળતા માટે ચિની ઉચ્ચારણોને અનુરૂપ કરી આપેલા વર્ણવાળી લિપિ–સૌથી પ્રથમ એમણે કરી આપી છે. ત્યાં તાર કરવામાં, એ ચિત્રલિપિની મુશ્કેલી ટાળવા અમુક વાક્યખંડો નક્કી કરી તેના જુદાજુદા આંક તૈયાર કરવામાં આવ્યા હોય

છે તે આંક તાર કરનારો બીજા મથકે સૂચવે છે. ત્યાં બેઠેલો કારકૂન એ આંક પરથી સામે રાખેલી સંજ્ઞાપોથીમાંથી વાક્યખંડો શોધી તારનું ફોર્મ ભરી પછી તેતે શિરનામે મોકલે છે. આને બદલે એ વિદ્વાનની સૂચના મુજબ ભાષા ભલે ચિની હોય પણ તેને શબ્દોનાં ઉચ્ચારણ બતાવનારા રોમન વર્ણો—સર્વ સાધારણ રીત મુજબ બીજા મથકે મોકલવામાં આવે, જ્યાં સામેનો કારકૂન ચાલૂ રીતે ઝડપી લે.

યુરોપિઅન વિદ્વાનોની આ ખૂબી છે. આપણી નજરે અથવા ઉહલા રોશોધનની નજરે કદાચ ઊણપવાળા હોય પણ વિન્સેન્ટ સ્મિથનો હિંદુસ્તાનનો ઈતિહાસ, ટૉડનું રાજસ્થાન અને સર એ. કિ. ફાર્બસની રાસમાળા એ એ ક્ષેત્રમાં અદ્વિતીય ગ્રંથો નથી, એમ કોણ કહી શકે તેમ છે? અને પાછળના બે ગ્રંથોના ભ્નેટાના ગ્રંથો તો હજૂ કેટલાં વર્ષે ઊભા થશે તે અટકળી શકાતું નથી. આજે આપણી પાસે સાધનબાહુલ્ય છતાં આપણે કાંઈ પણ અર્પી શકતા નથીઃ એ કેટલું શોચ્ય છે!

સર એલેક્ઝાન્ડર કિ. ફાર્બસની રાસમાળા પાછળ એક અસાધારણ અમર કાર્ય મૂર્ત થઈ ચૂકેલું જાણવામાં આવે છે ત્યારે સાનન્દાશ્ચર્ય થયા વિના રહેતું નથી. સ્વ. હીરાલાલ ત્રિ. પારેખે તેમના ક. દ. હસ્ત પુ. સં. ની સૂચીના પ્રવેશકમાં ખરુંજ જણાવેલું છે કે—

"આપણે અહિં જુની હાથપ્રતો સંગ્રહવા અને સાચવવા તરફ પ્રથમ "લક્ષ, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના સંસ્થાપક સ્વ. એલેક્ઝાંડર "કિન્લોક ફોર્બસનું ગયું હતું.

"ગુજરાતના ઈતિહાસ માટે સાધનો એકઠાં કરતાં, ફોર્બસ સાહેબને "આપણું પ્રાચીન સાહિત્ય–રાસા પ્રબંધ અને કાવ્યો વગેરે જોવા તથા "મેળવવાની જરૂર પડી, અને તે સમયે, રાસમાળાનું પુસ્તક તૈયાર કરવામાં "એમની મદદમાં રહેલા કવીશ્વર દલપતરામને, એમણે દેશમાં જ્ઞાનપ્રચાર "અને જ્ઞાનસમૃદ્ધિની વૃદ્ધિને અર્થે સાહિત્ય અને કેળવણી વિષયક એક "સંસ્થા કાઢવાની અને તેમાં અન્ય કાર્યો સાથે ઉપલબ્ધ ગ્રંથોની હાથપ્રતો-"નો સંગ્રહ કરવાની અગત્ય સમજાવી."

(પૃ ૧)

સર ફાર્બસ ૧૮૪૬ના નવેમ્બર માસમાં અમદાવાદમાં આસિ. જજ થયા. આ સમય એ ગુજરાતના પુરાતત્ત્વાન્વેષણનો પ્રારંભ-સમય. એમની સેવાનો આરંભ શ્રી અંબાલાલ બુ. જાનીના શબ્દોમાં કહું તો આ પ્રમાણે થયો:

"સ્વ. ફાર્બસ સાહેબે આરંભમાં સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈની "સહાય અને સહાનુભૂતિથી એક પાસથી ગુજરાતના ઇતિહાસ અને પ્રાચીન "ગુજરાતી સાહિત્યના હસ્તલિખિત ગ્રંથોના સંશોધ અને સંગ્રહ કરવા "માંડયા; તેમ બીજી પાસથી એ સંબંધી અપ્રાપ્ય ગ્રંથોની નકલો કરાવી–"ઉતરાવવા માંડી. ઉપરાંત કંઠસ્થ ગદ્યપદ્ય સાહિત્ય પણ જાળવવાના "ઉદ્દેશથી ગુજરાત–કચ્છ–કાઠિયાવાડમાં ખૂણેખોચરે ભરાયલા તેમ રાજ્યાશ્રય "સેવતા ભાટચારણાદિ કવિઓ, વહીવંચાઓ, વાર્તાકારો અને ગઢવીઓને "નોતરી નોતરી તેમનાં કંઠસ્થ સાહિત્યો, વાર્તા, રાસ, રાસડા, પવાડા, "છંદો, કવિતા, દૂહા આદિને વિપુલ પ્રમાણમાં લખાવી–ઉતરાવી લેવાના "પ્રબંધો પણ કર્યા......તેઓ બનતું ત્યાંસુધી પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો "ખરીદી લેતા, પણ જ્યાં તેમ બને તેમ નહોતું ત્યાં શુદ્ધ લેખનશીલ "લહીઆઓને રોજીતેયે ગ્રંથોની નકલ ઉતરાવી લેતા."

(શ્રી. ફા. ગૂ. સ. હસ્ત. લિ. પુ. ભાગ ૨જોઃ પ્રસ્તાવના, પૃ. ૩)

આમ ગૂજરાતી હસ્તલિખિત પુસ્તકોને મેળવી તેને સુરક્ષિત કરવાનું સૌથી પ્રથમ માન એક અંગ્રેજ ગૃહસ્થ મેળવી જાય છે. અમદાવાદની ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી અને સૂરતની એન્ડ્રૂઝ લાઇબ્રેરી એ સ્વ. ફાર્બસનાં જીવંત સંસ્મરણો છે. જ્યારે એમના અવિચલ સ્મારક તરીકે એમના સ્મારકમાં સ્થપાયેલી મુંબઈની શ્રી. ફાર્બસ ગૂજરાતી સભા છે. ગૂજ. વર્ના. સો. અને શ્રી. ફા. ગૂ. સભાએ ગૂજરાતી હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવામાં એકધારૂં ચિત્ત પરોવ્યું છે, એ એ બંને સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલી યાદીઓ જોતાં જાણી શકાય છે. ગૂજરાત–મુંબઈના ગુજરાતી હસ્તલિખિત ગ્રંથ સંગ્રહોમાં જેમ સૌથી વધુ ગૂજ. વર્ના. સોસાઈટી ધરાવે છે, તેમ જોકે સંગ્રહ બહુ મોટો ન હોવા છતાં કેટલાંક મહત્ત્વનાં ઐતિહાસિક કાવ્યો અને વાર્તાઓ એક માત્ર શ્રી. ફા. ગૂજ. સભાનો સંગ્રહજ ધરાવે છે. સ્વ. ફાર્બસની હયાતી દરમિયાન એકત્રિત કરવામાં આવેલાં હસ્તલિખિત ગ્રથો, શિલાલેખોનાં રબીંગ કે અક્ષરાંતરો, ભાટચારણના ચોપડાઓ વગેરેનો સારો સંગ્રહ એ સભામાં સારી રીતે સચવાઈ રહેલો છે. એ વિશેની પૂરતી માહિતી એ સંસ્થા તરફથી શ્રી. અંબાલાલ જાનીએ પ્રસિદ્ધ કરેલી યાદીના ભાગ ૧લામાં આપવામાં આવી છે; એ ઊપરથી સ્વ. ફાર્બસની સેવાની જાણ થશે,

વડોદરા પ્રાચ્ય-વિદ્યામંદિર પાસે ગૂજ. હસ્તલિખિત પુસ્તકોનો સારો

સંગ્રહ છે—જૈન હાથપ્રતોને સાથે ગણિયે તો ગૂજ. વર્ના. સો. ના સંગ્રહથી તે સંખ્યામાં વધે તેમ છે; પણ વડોદરાના સંગ્રહ પાછળ એક અસાધારણ વ્યક્તિ કામ કરી ગઈ તેનો આજ જાણે કે ખ્યાલ સુદ્ધાં ભૂલાઈ જતો લાગે છે. સ્વતંત્ર સંગ્રાહક તરીકે સ્વ ફાર્બસ પછી એ ભૂલાઈ જતી વ્યક્તિનું સ્થાન છે. સ્વ હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ વડોદરાના કેળવણી ખાતામાં રહે રહે કેળવણી ઉપરાંત પુસ્તક–સંશોધન તરફ લક્ષ્ય દોડાવ્યું અને તેના સત્પરિણામે પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક અને પ્રાચીન કાવ્યના સંખ્યાબંધ ગ્રંથો ગૂજરાતી જનતાના હસ્તમાં તેઓ આપી શક્યા. આ કાવ્યોની પ્રસિદ્ધિને કારણે તેમણે જે સંગ્રહ એકત્રિત કર્યો તે પ્રાચ્ય–વિદ્યામંદિરમાં છે. આપણી પાસે એ જાણવાનું સાધન અત્યારે નથી કે કઈ હાથપ્રતો શ્રી. કાંટાવાળાએ મેળવેલી છે, કેમકે વડોદરામાંથી તેની કોઈ યાદી બહાર પડી નથી; છતાં ગૂજરાતી હાથપ્રતોનો ઘણો મોટો ભાગ તેમના દ્વારા મેળવાયો હતો એ નિર્વિવાદ છે.

આ દિશામાં ત્રીજું નામ કોઇનું શોભે તેવું હોય તો તે પોતાને એક 'ધૂળધોયા' તરીકે લેખનાર સ્વ. ઈચ્છારામ સૂર્યરામ દેસાઈનું. બૃહત્કાવ્યદોહનની પ્રસિદ્ધિને અંગે અનેક હાથપ્રતો એમણે મેળવેલી; જેની હાથપ્રતો મેળવી શકાય તેમ નહોતી, તેની નકલ કરાવી મગાવેલી. અત્યારે જોકે એ સંગ્રહ પૂરો નથી, છતાં ચોથી ગૂજરાતી સાહિત્ય પરિષદના રીપોર્ટમાં શ્રી. છગનલાલ વિ. રાવળે જે સૂચી આપી છે, તે જોતાં તેમાં પ્રથમ વારજ જાણવામાં આવતા અનેક અપ્રસિદ્ધ કવિઓનાં કાવ્યોની હાથપ્રતો કે નકલો હતી. અત્યારે ત્યાં જેટલી હાથપ્રતો કે નકલો છે, તે બધી મારા તરફથી નોંધી લેવામાં આવી છે. એની સંખ્યા મોટી નથી; તેથી સ્વ દેસાઈની સેવા ઓછી છે એમ ન કહી શકાય. ગૂજરાતી ઉપરાંત સંસ્કૃત હાથપ્રતોનો ૨૦૦૦ જેટલો ગ્રંથસંગ્રહ સ્વ. દેસાઈના હસ્તલિખિત ગ્રંથો મેળવવાના મહાન પ્રયત્નની પ્રતીતિ માટે ઓછો નથી.

ગૂજરાતી હાથપ્રતો એકત્રિત કરનારાઓમાં આ ત્રણ વ્યક્તિ સર્વથી આગળ આવી રહે છે. એ ત્રણે વ્યક્તિએ એ મણિ મેળીને પોતાની અસાધારણ સેવાઓરૂપી ફલ પણ ગૂજરાત સમક્ષ રજૂ કરી તેને કાયમને માટે ઋણી બનાવી દીધું છે.

આ ત્રણને આપણે ગ્રહો તરીકે સ્વીકારિયે તો ઉપગ્રહો તરીકે સ્વીકારવા જેવી વ્યક્તિઓ પણ આપણે મેળવી શકિયે છિયે. એનો આરંભ

સ્વ. કવિ દલપતરામથી કરવો કે સ્વ. કવિ નર્મદાશંકરથી કરવો, એ મુશ્કેલી છે. ગૂજરાતી ભાષાના બંને સમકાલીન કવિઓ માત્ર નવી કવિતા બનાવી સંતોષ લઇ બેસી રહેનારા કવિઓ ન હતા; તે બનેએ કાવ્ય-સંશોધનના વિષયમાં પણ પ્રથમ પ્રયત્નો આદરેલા એ બંને વિદ્વાન તરફથી અનુક્રમે ગૂજરાતી કાવ્યદોહન અને દયારામકૃત કાવ્યદોહન (ઇ. સ. ૧૮૬૦) બહાર પડેલાં, એ એના પુરાવાઓ છે. સ્વ. હીરાલાલ ત્રિ. પારેખે ખાજબીજ નોંધ કરી છે કે—

"કવિ દલપતરામે ગુજરાતી કાવ્યદોહન તૈયાર કર્યું તેમાં જે કવિઓના "ગ્રંથોમાંથી પોતે કાવ્યો પસંદ કરેલાં, તેમના જીવનની હકીકત "બુદ્ધિ-"પ્રકાશ" સન ૧૮૬૨ માં આપવા માંડેલી. અને તેની સરસાઇમાં કવિ "નર્મદે કવિચરિત્રો લખવાનું શરૂ કર્યું હોય એ સંભવિત છે.* ગમેતેમ "હો, પણ એટલું તો ખરૂં જ કે, એ બંનેએ લખેલાં કવિચરિત્રો ગુજ-"રાતી સાહિત્યના અભ્યાસકને જોવાની જરૂર રહેશેજ; કેમકે તેમાં તે "સમયે તેમના વિષે પ્રચલિત દંતકથાઓ અને મળી આવી તે માહિતી "સંગ્રહેલી છે, અને તેજ એની ઉપયોગિતા અને મહત્તા છે, એમ "કહી શકાય.

"એનાથી વિશેષ મહત્ત્વનું અને સંગીન કાર્ય કવિ નર્મદે કર્યું, તે "એ કે, ચંદિાદનિવાસી કવિ દયારામની ગરબી—પદોનો સંગ્રહ કર્યો. "...એ ગરબીઓની ધાટીએ કવિ દલપતરામે નવીન સુધારા વિષે અનેક "ગરબીઓ રચી અને પોતે ગરબીભટ્ટ કહેવાયા; પણ કવિવર દયારામની "કૃતિનો ઉદ્ધાર, પ્રકાશન અને પ્રચારનું કાર્ય તો કવિ નર્મદેજ કર્યું."

(દલ. હ. પુ. સં. પ્રસ્તા. પૃ. ૪-૫)

આ પ્રમાણે ગૂજરાતી કાવ્યોના સંપાદનનો આરંભ આ બે કવિઓએજ કરી આપ્યો. કવિ નર્મદાશંકરે દયારામના કાવ્યસંગ્રહ ઉપરાંત ડૉ. બ્યૂલરે મંજૂર કરેલા રાહ પર સ્વ. નવલરામની પદ્ધતિ પ્રમાણે કવિ પ્રેમાનંદના દશમ સ્કંધની + શાસ્ત્રીય દૃષ્ટિએ આવૃત્તિ (ઈ. સ. ૧૮૭૨ લગભગ) તૈયાર

---

* નર્મગદ્ય-કવિચરિત્ર, વર્ષ ૧૮૬૫.

+ સ્વ. કવિએ સંપાદિત કરેલા પ્રેમાનંદના આ દશમ સ્કંધની અગ્રેજી પ્રસ્તાવનામાં એ કાવ્યના સંપાદનમા સ્વીકારેલી શાસ્ત્રીય પદ્ધતિની રૂપરેખા આપવામા આવી છે. આ કાવ્ય સ્વ. નવલરામે સંપાદિત કરેલા મામેરા પછીને વર્ષે તૈયાર થયાનો ત્યા ઉલ્લેખ છે. સ્વીકારાયેલી પદ્ધતિ પણ સ્વ. નવલરામની પદ્ધતિને અનુરૂપ છે; જોકે પુષ્કળ ઝીણવટ પર ખ્યાલ આપવાનું ત્યાં જણાવવામા આવ્યું છે. સ્વ. નવલરામ અને નર્મદાશંકર આમ આ દિશામા પ્રારંભકો છે.

કરી છપાવી. આ દિશામાં તે જમાનામાં કામ કરનારાઓમાં સ્વ. નવલરામ ભાઈ અને ભારતમાર્તંડ સ્વ. પંડિત ગટ્ટુલાલજીનાં નામો ભૂલાવાં ન જોઈએ.

સ્વ. નવલરામે ×પ્રેમાનંદ રચિત કૂંવરબાઈના મામેરાની શાસ્ત્રીય પદ્ધતિએ સંપાદિત કરેલી આવૃત્તિ (ઈ. સ. ૧૮૭૧) સૌથી પ્રથમ આપી. શ્રી. ગટ્ટુલાલજીએ જોકે શાસ્ત્રીય પદ્ધતિનો સમાશ્રય ન કરેલો છતાં કવિ રત્નેશ્વરના દશમસ્કંધની સાદી આવૃત્તિ (ઈ. સં. ૧૮૭૧) શા. ગોવરધનદાસ નારાયણભાઈ દ્વારા પ્રકટ કરાવી. સ્વરૂપ ઉપરથી જણાય છે કે તેમાં મૂળ હાથપ્રતોની ભાષા સચવાઈ છે.

સાધનસંપન્ન પુરુષો તો ધાર્યું કરી જાય, તેમાં નવાઈ નથી, પણ નિઃસાધન વ્યક્તિઓ ધાર્યું કાર્ય કરી જાય તેમાં જ નવાઈ છે. આવી નિઃસાધન વ્યક્તિ આ દિશામાં ગજા ઉપરવટ જઈને પણ કાર્ય કરી ચૂકી

---

× સ્વ. નવલરામે સ્વીકારેલી પદ્ધતિ શાસ્ત્રીય હતી, તે તેમણે તેમની પદ્ધતિનો જે નિર્દેશ કર્યો છે, તે ઉપરથી સમજાય છે:—

"...સારોદ્ધાર કરનારનું કામ મૂળ ગ્રંથકાર શી રીતે લખી ગયો હશે, "તે શોધી કહાડવાનું છે; અને તે શોધનાં ખરાં સાધનો ફક્ત જૂની પ્રતો જ છે "એ સિદ્ધાંતને અનુસરીને જ હમેશાં ચલાય એવા ઉદ્દેશથી નીચેના વિશેષ નિયમો "અગાઉથી જ બાંધી મૂક્યા હતા.

"૧. પોતાની તરફનો એક અક્ષરે ન ઉમેરવો

"૨. ઘણું કરી ઘણી પ્રતમાં જે પાઠ હોય તે કબુલ કરવો.

"૩. જ્યાં હસ્તદોષ અથવા બુદ્ધિદોષ ખુલ્લો માલમ પડે, ત્યાં તે દોષ "સુધારી લેવો; અને પછી તે પ્રતની સંમતિ કઈ તરફ આવે છે તે જોવું.

"૪. શબ્દના સ્થાનમાં જ ફેર હોય, તો જેનું બંધારણ વધારે નિયમિત "હોય તે પાઠ ખરો ગણવો.

"૫. અમદાવાદની અને સુરતની પ્રત જ્યાં મળતી આવે, ત્યાં ઘણું કરીને "પાઠ ખરો જ છે એમ જાણવું; કેમકે તે બંનેનો એક સામાન્ય મૂલ ભરેલી પ્રત "ઉપરથી ઉતારો થયો હોય એ બહુજ અસંભવિત છે.

"૬. જ્યાં, ત્યાં, જ્યારે, ત્યારે, જે, તો, છે વગેરે કેટલાએક શબ્દનો કવિએ "અધ્યાહાર રાખ્યા છતાં ઉતારનારાઓ માંહે વધારી દે છે, તેથી એવા શબ્દને "લીધે માપ જ્યાં વધી જતું હોય ત્યાં તે કહાડી નાંખવા.

"૭. અર્થનો ફેર પડતો હોય, તો બધી તરફનો વિચાર કરી એક પાઠ "પસંદ કરવો; અને નોટમાં તે પસંદ કરવાનું કારણ તથા બીજા જેટલા પાઠ જૂદા "હોય તે આપવા... [મામેરૂં-પ્રસ્તાવના, પૃ. ૧૦-૧૧]

હોય તો તે લૂણાવાડાના પેન્સનર વિદ્યમાન શ્રી. છગનલાલ વિદ્યારામ રાવળ.(અનેક નિશાળોમાં મહેતાજીગીરીને અંગે જુદાં જુદાં ગામોમાં એમને જવાને સંયોગ મળેલા. એ ઉપરાંત અંગત શોખને કારણે એ કેટલાંય સ્થળોમાં પણ ફરેલા. એમણે એમના એ પ્રવાસોમાં અનેક હાથપ્રતો પ્રથમવારજ તેમાંની કેટલીક તો હાથ કરેલી(આમાંની કેટલીક ઉપયોગી પ્રતો સ્વ. શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીને એમણે સોંપેલી; અનેક પદો–કાવ્યોની નકલો કરી કરી એમણે અનેક માસિકો–દીપોત્સવાંકોમાં છપાવેલાં. ગૂજરાતી પ્રેસનો સંગ્રહ જોતાં માલૂમ પડયું કે સ્વ. ઇચ્છારામ દેસાઈએ છપાવેલા બૃહત્કાવ્યદોહનના ૮ ભાગમાંનાં ઘણાંખરાં નાના નાના કવિઓનાં પદો–કાવ્યો શ્રી. રાવળજીએ લખી મોકલેલી નકલો પરથી લેવામાં આવ્યાં સંભવે છે. ગૂજરાતી પ્રેસના સંગ્રહમાં એવી રીતે ઊતારી નકલ કરાયેલી નોટો છે. એમાંનો મોટો ભાગ શ્રી. રાવળનાજ હસ્તાક્ષરમાં મેં જોયો છે. એમણે આમ છૂપી સેવા કરીનેજ ન અટકતાં પ્રાચીન કાવ્યસુધાના પાંચ પાંચ ભાગો સ્વ શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીના આશ્રયે પ્રસિદ્ધ કરી જૂનાં કાવ્યોના સંપાદકોમાં સ્વ. કાંટાવાળા અને સ્વ. ઇચ્છારામ દેસાઈ પછી સ્થાન પ્રાપ્ત કર્યું છે. સ્વ. હીરાલાલ ત્રિ. પારેખના શબ્દોમાં કહું તો "એવા બે પાંચ છગનલાલ મહેતાજીઓ હોય તો, હજુ ખૂણેખોચરે પડી રહેલું અને ઢંકાઈ રહેલું ઘણું જુનું સાહિત્યધન પ્રકાશમાં આવે, એ વિષે શંકા નથી." (એજન પૃ. ૬). સ્વ. પુરુષોત્તમ વિશ્રામ માવજી ગુજરી ગયા પછી પ્રાચીન કાવ્યસુધાનું પ્રકાશન આગળ વધ્યું નથી. આથી કરીને શ્રી. રાવળ પાસેથી ગૂજરાત વધૂ સેવા મેળવી શકયું નથી.)

આ જૂના સંપાદકો તરફ દુર્લક્ષ્ય થવાનું કારણ સ્પષ્ટ છે: સ્વ. નવલરામે અને નર્મદાશંકરે મામેરાનું અને દશમ સ્કંધનું શાસ્ત્રીય સંપાદન કર્યા પછી જોકે વચ્ચે મોટો ગાળો પસાર થઈ ગયો છતાં એ ગાળામાં યુનિવર્સિટીના ઉચ્ચ અભ્યાસક્રમમાં ગૂજરાતીને ધીમે ધીમે સ્થાન મળવા લાગ્યું; એટલે અભ્યાસક્રમમાં દાખલ થયેલાં કાવ્યોની શાસ્ત્રીય પદ્ધતિએ સંપાદિત થયેલી આવૃત્તિઓની જરૂર પડી. આવાં શાસ્ત્રીય સંપાદનોમાં હાથપ્રતોમાં પ્રાપ્ત થતી ભાષાની પરીક્ષાનું ધોરણ મુખ્ય હોય છે. જુદી જુદી પ્રાપ્ય પ્રતોમાં જૂનામાં જૂની કઈ છે, તત્કાલીન ભાષાને સાચવી રાખનારી કઈ છે, એ પછીઓની અથવા તો તત્કાલીન એક કરતાં વધૂ મળતી પ્રતોમાં પાઠાંતર કયાં છે, ઔચિત્યાદિની દૃષ્ટિએ કયાં પાઠાંતરો વ્યાજબી છે, કયાં ગેરવ્યાજબી છે, અથવા ઓછાં વ્યાજબી છે, એ વગેરે વસ્તુઓની જરૂર

જણાય. સ્વ. દલપતરામ. સ્વ. કાંટાવાળા, સ્વ. ઇચ્છારામ દેશાઇ અને વિદ્યમાન છગનલાલ મહેતાજી, એમનું લક્ષ્ય આ દિશામાં સ્વલ્પ પણ ન હતું.* પ્રતિઓની ભાષા ગમે તે સ્વરૂપમાં હોય છતાં તેને અર્વાચીન× સ્વરૂપ આપી, પોતાનાં સંપાદન માટે નક્કી કરવામાં આવેલી જોડણી પ્રમાણે સુધારાવધારા કરી મોટે ભાગે કાવ્યો છપાવવામાં આવતાં હતાં. એક કરતાં વધુ પ્રતો મળી હોય તોયે તે તરફ દુર્લક્ષ્ય પ્રાયઃ કરવામાં આવતું; બેશક સ્વ. કાંટાવાળાએ કોઇ કોઈ કાવ્યમાં, સ્વ. દેશાઇએ બૃહત્‌કાવ્યદોહનના છેલ્લા ભાગોમાં અને શ્રી. રાવળે પ્રા. કા. સુધામાં પાઠાંતરો નોંધ્યાં છે; પણ જે કસોટીમાંથી અર્વાચીન શાસ્ત્રીય પદ્ધતિએ એ પસાર થવાં જોઇયે તે થયાં ન હોવાને કારણે એ સંપાદનો કવિની સેવાનો મુખ્યત્વે પરિચય આપ્યા ઉપરાંત વધુ મદદ કરી શકયાં નથી. શ્રી. રાવળ તરફથી અન્યાન્ય માસિકોમાં પ્રસિદ્ધ થયેલા જૂની ગૂજરાતીના નમૂના અર્પનારા ગ્રંથો પ્રસિદ્ધ થયા છે, જેવા કે વૃદ્ધ–ચાણાકયનીતિ–લઘુ ચાણાકયનીતિ–ભુવનદીપક વગેરે ( જુવો હ્રાળાપત્રના જૂના ગ્રથો ); તેનાથી ભાષાનું જૂનું સ્વરૂપ કેવું હોવું જોઇયે, તે તરફ આપણા નવા સંશોધકોનું લક્ષ્ય ખેંચાયું ખરૂં. આનો આરંભ

* આવી પદ્ધતિ તરફ સ્વ. નવલરામનું ધ્યાન ગયેલું હતું, તે તેમણે 'મામેરા'ની પ્રસ્તાવનામાં નોંધ્યું છે. તે ઉપયોગી હોવાથી અહીં ઉતાર્યું છેઃ—

"મુંબઇ ઇલાકામાં છાપખાનાં નીકળ્યાં ત્યારથી જૂના ગ્રંથ છપાવવા માંડયા
"છે ખરા, પણ આજ પર્યંત સારોદ્ધાર કરવાની જે રીત આપણામાં ચાલી આવી
"છે તે ઘણી જ અપૂર્ણ છે. ઘણાએ તો જેવી પ્રત મળી તેવી જ છપાવી દીધી છે,
"અને એનું પરિણામ એ થયું છે, કે આપણા મહાકવિઓનાં ઘણાં કાવ્ય છપાયાં
"છે, પણ તે નહિ જ જેવાં ગણાય છે–કેમકે તે બિલકુલ અશુદ્ધ છે. થોડાએક તો
"જૂના ગ્રંથકારના ગુરૂ થઇ બેઠા, અને પોતાની નજરમાં જે સારૂં લાગ્યું તે પ્રમાણે
"ફેરફાર કરીને પ્રગટ કરવા મંડી ગયા. એના કરતાં તો હોય તેમજ છપાવી દેવું,
"એ વધારે સારૂં, કે તેથી બધા લોકોના હાથમાં અશુદ્ધ તો અશુદ્ધ પણ જૂની
"પ્રતની એક ખરી નકલ તો આવે. પણ પ્રગટ કરનારે જ્યાં સ્વચ્છંદે ફેરફાર
"કીધો હોય છે ત્યાં અસલનું કયું અને પેલાએ પોતાનું ઘોચી ઘાલ્યું છે તે કયું
"એ જાણવું બિલકુલ અશક્ય થઈ પડે છે; અને તેથી તે પ્રતના સાચાપણા ઉપર
"કાંઇ પણ ભરોસો રાખી શકાતો નથી." ( મામેરૂં–પ્રસ્તાવનાઃ પૃ. ૮–૯ )

× સ્વ. નવલરામે મામેરામાં હકારનો લોપ, ળ અક્ષરનો સ્વીકાર અને ઇ–ઉની હ્રસ્વ-દીર્ઘતાના સંબંધમાં પોતાની જોડણી અર્પી છે; એ સિવાય ઘોરણ શાસ્ત્રીય છે. સ્વ. નર્મદાશંકરે પણ દશમ સ્કંધમાં કાંઇક એવું કર્યું છે. ભાષાસ્વરૂપની દૃષ્ટિએ એ કરતાં દયારામ-કાવ્યસંગ્રહ સ્વ. કવિ તરફથી સારો સંપાદિત થયો છે.

"કાન્હડદેપ્રબંધ"થી થયો. અને એનો પ્રથમ યશ ડૉ. બ્યુલર લઈ ગયા, જૂની સં. હાથપ્રતો શોધવાના સમયમાં તેમના હાથમાં એ કાવ્ય આવ્યું અને તેમણે શાળાપત્રના તે સમયના તંત્રી સ્વ. નવલરામભાઈને મોકલી આપ્યું. મૂળ શાળાપત્રમાં છપાયું. સ્વ. હીરાલાલ પારેખના શબ્દોમાં કહું તો "ગુજરાતી ભાષાના નિષ્ણાત અભ્યાસી અને પ્રખર વિદ્વાન દી. બ. કેશવલાલભાઈએ, એક રત્નપરીક્ષક ઝવેરી જેમ ધૂળથી ઢંકાયેલું પણ કિંમતી રત્ન ઝટ પરખી કાઢે તેમ ભાષાવિકાસની દૃષ્ટિએ તેનું મહત્ત્વ માપી લીધું." (એજન. પૃ. ૭). ત્યારથી ગૂજરાતી ભાષાના શાસ્ત્રીય અભ્યાસની દિશા ખૂલી. દી. બ. ધ્રુવના પ્રયત્નથી એ કાવ્ય એમ. એ. મા દાખલ થયું એમની સૂચના અને સલાહ પ્રમાણે એ પૂર્વે શ્રી. ડાહ્યાભાઈ પી. દેરાસરી બાર-એટ-લૉ. એ, એ કાવ્યની શાસ્ત્રીય આવૃત્તિ પ્રસિદ્ધ કરી. ભાષાની દૃષ્ટિએ આ કાવ્યની મહત્તાની આંકણી સ્વ. નરસિંહરાવને પણ થઇ અને એમણે એ કાવ્યની ૨ જી આવૃત્તિમાં એનૂં મહત્ત્વપૂર્ણ અવલોકન આપ્યૂં.

એટલૂં સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી કે "કાન્હડદેપ્રબંધ"ના પ્રકાશન પૂર્વે પ્રસિદ્ધ થયેલાં કાવ્યોમાં ભાષાની દૃષ્ટિએ કામ આવે તેવૂં એક પણ કાવ્ય પ્રસિદ્ધ થયેલૂં નહીં. સ્વ. નવલરામે "મામેરૂ" વિશિષ્ટ પદ્ધતિએ તૈયાર કરેલૂં, પણ તેમ છતાં પ્રેમાનંદનાજ સમયની ભાષા કેવી હોવી જોઇયે તેનો ખ્યાલ આપવાને માટે એ પૂરતૂં ન હતૂં. પ્રેમાનંદના સમયની ભાષા અત્યારની ભાષાથી તદ્દન જુદાજ સ્વરૂપવાળી હતી, એમ કહેવાનો આશય નથી; જે કહેવાનૂં છે તે તો એ કે કેળવણી ખાતાના પ્રયાસથી ગૂજરાતી ભાષાએ જે કાંઈ પ્રગતિ સાધી અને તેમાં સ્વ દલપતરામ અને નર્મદાશંકરના સમયથી જે જુદી ભાત પડી, તે પહેલાંની ભાષાનૂ પ્રતિનિધિત્વ-તેના શાસ્ત્રીય સ્વરૂપમાં પ્રેમાનંદના સમયમાં ઊતરાયેલી પ્રતોમાં જે ભાષાસ્વરૂપ વ્યક્ત થાય છે, તેવા સ્વરૂપમાં-તો તેમાંએ નથી. આની પ્રતીતિ એ જૂની હાથપ્રતોની ભાષા જોવાથી થાય તેમ છે, અને આ વિષયમાં અત્યારે કોઇ શંકાનૂં સ્થાન રહ્યૂંયે નથી.

પ્રાચીન કાવ્યોનૂં સંપાદન કેવૂં થવૂં જોઇયે, તેનો આદર્શ તો દી. બ. સ્વ. કેશવલાલ હ. ધ્રુવની કાદંબરી ભાગ ૧ લો અને સ્વ. મણિભાઇ બકોરભાઇ વ્યાસનો વિમલપ્રબંધ પૂરો પાડે છે. એમાં કાદમ્બરીનૂ સંપાદન કેટલૂ ઝીણવટ ભરેલૂં થયેલૂં છે, તે માત્ર અભ્યાસકોજ સમઝી શકે છે. જૂનામાં જૂની પ્રતોમાં પ્રાપ્ત થતી ભાષા તેમાં સચવાઇ રહી છે; એટલે જોકે ભાલણના

સમયની એટલે કે પદ્મનાભના કાન્હડદેપ્રબંધની ભાષાને અદલ મળતી (મધ્યકાલીન ગૂજ.ની બીજી ભૂમિકાની) ભાષા કાદંબરીની હાથપ્રતમાં ન મળી, એમ છતાં તે પછીની ભૂમિકાની ભાષા તો તેમાં સચવાઈ રહી છે. એ રીતે એ પ્રતની નકલ થઈ તે વખતનું અદલ ભાષાસ્વરૂપ એ સંપાદનથી આપણને મળ્યું છે. વિમલપ્રબંધમાં જોકે દી બ. ધ્રુવની શાસ્ત્રીય ચોવટ નજરે નથી આવતી, છતાં તે વખતની ભાષાનું સ્વરૂપ કેવું હતું, તે જાણવામાં તો તેનાથી સરળતા થાય છેજ.* આજ બે સંપાદકો તરફથી ક્રમે પંદરમા શતકનાં ગુર્જર કાવ્યો અને પ્રબંધચિંતામણિ (જૈ. ગૂ. કાવ્ય) મળ્યાં છે, જેમાં ઊપર જે કહેવામાં આવ્યું છે, એજ લાગૂ પડે છે.

જૂની ગૂજરાતીના વિષયમાં આપણા વિદ્વાનો આથી આગળ સંપાદનો–શાસ્ત્રીય સંપાદનો વીસમી સદીની પહેલી પચીશીમાં તો નથીજ આપી શક્યા. જૈન વિદ્વાનોએ આ દિશામાં "આનન્દકાવ્યમહોદધિ" અને "ઐતિહાસિક રાસસંગ્રહ" પ્રસિદ્ધ કરી જૂના સાહિત્યમાં પુષ્કળ ભરતી કરી આપી છે, છતાં જે ચોવટ અને શાસ્ત્રીય દૃષ્ટિ સંપાદનોમાં હોવી જોઇયે, તે તેમાં જોવા નથી મળતી. આવાં કાવ્યોના સંપાદનમાં શબ્દેશબ્દ કસોટીમાંથી પસાર થવો જોઇયે. એવી કસોટી, હર્ષનો વિષય છે કે દી. બ. કેશવલાલ ધ્રુવ સિવાય બીજે કોઈ વિદ્વાન ભાગ્યેજ કરી શક્યો છે. એમણે કરેલાં સંપાદનોમાં એમણે સ્વીકારેલી એમની એક વિશિષ્ટ પદ્ધતિ–પાઠોની સંગતિ ન હોય તો મરામત કરવાની–ના વિષયમાં કદાચ મતભેદને સ્થાન હશે; તેમ છતાં એમની એ સિવાયની સંપાદનપદ્ધતિ સ્વીકાર્યા વિના નવા સંપાદકોને અત્યારે પણ ચાલતું નથી. એ પદ્ધતિએ સંપાદન ન થતાં હોય તો તે આવકાર પામતાં નથી; એટલુંજ નહીં પણ એની કોઇ ગણતરી થતી નથી, અભ્યાસકોને તેનો કશો ઉપયોગ નથી, એ અત્યારે સમજાયું છે.

## પ્રતોના સંગ્રહની આવશ્યકતા જણાઈ

૨૫. ફાર્બસના સમયથી હાથપ્રતોનો સંગ્રહ થવા લાગ્યો હતો, એ આગળ સૂચવાઈ ગયું છે. હાથપ્રતો જોવા મળી હોય પણ સંગ્રહવા ન

---

* વિમલપ્રબંધની સાં. ૧૫૮૪ની હાથપ્રતને શબ્દશઃ અનુસરી તેમણે કાવ્ય છપાવ્યું છે. એમના શબ્દો–"પહેલી પ્રતિ જે સંવત્ ૧૫૮૪ એટલે પુસ્તક રચાયું તેજ કાળે લખાયેલી તે સર્વથી વધારે શુદ્ધ હતી અને તેને જ પ્રમાણભૂત માનીને–તેના અક્ષરે અક્ષરને વળગી રહીને મેં આ પુસ્તક તૈયાર કર્યું છે." (વિ. પ્ર ઉપો. પૃ. ૯૫)

મળી હોય તો તેની નકલો ઊતરાવી લેવામાં આવતી હતી. ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીએ એ માટે ખાસ એક ગોવિંદરામ નામના લહિયાને રોક્યો હતો. સાં. ૧૯૦૭ થી સાં. ૧૯૨૧ સુધીમાં તેને હાથે નકલ થયેલી પ્રતો સોસાઇટીના સંગ્રહમાં છે. તેમાં કેટલાંક અન્યત્ર ન મળતાં કાવ્યો પણ છે. આરંભના આંક ૧ થી ૧૬૩ સુધીની હાથપ્રતોમાં લગભગ ત્રણ ચતુર્થાંશ ભાગની પ્રતો એ લહિયાના સુવાચ્ય અક્ષરોમાં આજે પ્રાપ્ત થાય છે. જુદા જુદા કવિઓનાં મહાભારતનાં લગભગ બધાં પર્વો, પ્રેમાનંદ, શામળ વગેરે સુપ્રસિદ્ધ અને કૃષ્ણદાસ, જીવણરામ, તુલજારામ વગેરે અલ્પ પ્રસિદ્ધ કવિઓનાં કાવ્યોની સૌથી પ્રથમ હાથપ્રતો મેળવી તેની નકલ કરાવી લેવાનું ભાગ્ય સોસાઈટીને મળેલું. હર્ષનો વિષય છે કે ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી આમ બધા સંગ્રહોમાં પૂર્વકાલીન હોવા સમર્થ થઇ છે. તેનુંજ અનુકરણ કરી નડિયાદ, વડોદરા, મુંબઇના સંગ્રહો અસ્તિત્વમાં આવ્યા છે. અહીંની હાથપ્રતોનો ઉપયોગ પણ કોઈ પણ જાતના સંકોચ વિના કરવા દેવામાં આવતો, તેની સાબિતી સ્વ. કાંટાવાળાનાં સંપાદનો આપે છે. સ્વ. કાંટાવાળાએ તેમજ સ્વ. ઇચ્છારામ દેશાઇએ પોતાનાં સંપાદનોમાં જ્યારે જ્યારે સોસાઇટીની હાથપ્રતોનો ઉપયોગ કર્યો છે, ત્યારે તેની નોંધ લીધી છે.

સ્વ. ફાર્બસ સાહેબને જૂની હાથપ્રતો મેળવવામાં ગૂજરાતનો ઇતિહાસ મળે એ અભિલાષ હતો અને તેથી હાથપ્રતો સંગ્રહવાનો આરંભ કર્યો; પણ પાછળથી એ હેતુ ગૌણ બન્યો અને કાવ્યો કાવ્યો હોઈ ગૂજરાતી ભાષાની સમૃદ્ધિમાં નિયામક હોવાથી અને તેની મદદવીજ ગૂજરાતી ભાષાનો સમર્થ કોશ થઈ શકે તેમ હોવાથી સંગ્રહાવાં જોઈયે, એ ભાવના જાગૃત થઇ. માત્ર ઇતિહાસ નહીંજ, પણ એની પાછળ ગૂજરાતનાં-પ્રાચીન ગૂજરાતનાં વિદ્યા-કલા-સાહિત્ય-સમાજબંધારણ છૂપાયાં પડયાં છે, તે સમઝાયું. અને એ રીતે સંગ્રહો સમૃદ્ધ કરવાની પ્રવૃત્તિ તે વિષયના રસિયાઓ તરફથી આદરવામાં આવી.

અત્યારે ગૂજરાતમાં ગૂજરાતી હસ્તલિખિત ગ્રંથોને સંગ્રહવામાં સૌથી અગ્ર સ્થાન ભોગવતી અમદાવાદની ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી પાસે તેના જૂના સંગ્રહમાં અગાઉ જણાવવામાં આવેલી તેની સોસાઇટીના લહિયા ગોવિંદરામે નકલ કરી આપેલી અને થોડીજ હાથપ્રતોની થઈ ઈ. સ. ૧૯૧૦ સુધીમાં ૧૬૩ પ્રતો માત્ર હતી; છેલ્લાં ૨૮ વર્ષમાં એ આંક ૧૦૫૫ જેટલે પહોંચ્યો છે, એ જાણવામાં આવે છે, ત્યારે ખરેખર આશ્ચર્ય થયા

વિના રહેતું નથી. ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીના ભૂતપૂર્વ આસિ. સેક્રેટરી સ્વ. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે અમદાવાદમાં દર શુક્રવારે ભરાતી ગૂજરીમાં નિયમિત જઈ જૂનાં થોથાંઓમાંથી વીણી કાઢી લગભગ ૬૦૦ જેટલી હાથપ્રતો–તેમાંની કેટલીક હાથપ્રતોમાં તો અગાઉ ક્યાંય પણ જાણવામાં ન આવેલાં, જાણવામાં હોય તો તેની પ્રત મળીજ શકતી નહીં, તેવાં કાવ્યોની હાથપ્રતો પોતાના અંગત શોખને પોષવા ખરીદવા માંડેલી. એઓ મૂળ તો જૂના સિક્કાઓના અભ્યાસી હોવાથી તેવા સિક્કાઓનીજ ખોજ કરતા; પણ પાછળથી પ્રતો જોવામાં આવતાં તે પણ સંગ્રહવામાં આવેલી. આ પ્રતો તદ્દન પાણીના ભાવે મળેલી, એ જાણવામાં આવે છે, ત્યારે ભારે નવાઈ ઊપજે છે. એમનો આ ખાનગી સંગ્રહ જો તેઓ ધારત તો હજારોની કીમતે પરદેશમાં વેચી શકત; પણ તેમ નહીં કરતાં એક ચિરસ્થાયી કામ કરી અજાયબ વારેલી દેશભક્તિ અથવા નિમકહલાલી વ્યક્ત કરી તેમણે ડાહ્યપણુ જાતના આડંબર વિના નીચેના શબ્દો આ સંગ્રહની તેમણે તૈયાર કરી છપાવેલી યાદીની પ્રસ્તાવનામાં લખ્યા છે, જે તેમના વિશાળ હૃદયનો પરિચય આપતા હોવાથી ઊતારવામાં આવ્યા છેઃ—

" આવો ઉપયોગી અને કિમતી હાથપ્રતોનો સંગ્રહ એક વ્યક્તિ
" પાસે રહે, તે કરતાં એક મધ્યસ્થ સંસ્થામાં સાર્વજનિક ઉપયોગ માટે
" કાયમ સચવાઈ રહે, એ ઇષ્ટ તેમ ઉપયુક્ત જણાયાથી, તે બધી પ્રતો
" સોસાઇટીને સોંપી દેવામાં આવી છે. તે વળી એવી શરતે કે સદરહુ
" સંગ્રહ સાથે કવીશ્વર દલપતરામનું નામ જોડાયલું રહે; અને એમ કર-
" વામાં મુખ્ય હેતુ એજ રાખેલો છે કે–એ મહાન્ સાધુચરિત કવિ પ્રત્યેનો
" પૂજ્યભાવ અને માન પ્રદર્શિત કરવાની સાથે સાથે, જેમણે આપણા
" જુના કાવ્યસાહિત્યના સંશોધન અને પ્રકાશનનો માર્ગ ખુલ્લો કરી
" આપેલો, તેનું હમેશ કૃતજ્ઞતાપૂર્વક જનતાને સ્મરણ–ભાન થયા કરે."

(પૃ. ૪)

વર્ષો સુધી કવીશ્વર દલપતરામભાઈ ગૂજ. વર્ના. સો. ના આસિ. મંત્રી હતા. સ્વ. હીરાલાલભાઇ એજ સ્થાને આવ્યા, અને એ સ્થાન ઊપર ૧૯૧૦ થી ૧૯૩૮ના જૂન સુધી રહી એમણે એમના પુરોગા[illegible] [illegible]તિષ્ઠાને આજીવન ઉજ્જવલિત કરી બીજાઓને સા[illegible] દાખ[illegible]

સોસાઇટીના સંગ્રહથી ક્યાંય નાને[illegible]
મુંબઈ–શ્રી. ફાર્બસ ગૂજરાતી સભાનો છે.

કરેલાં ઐતિહાસિક કાવ્યો–લેખો–નોંધો ઉપરાંત બીજાં કાવ્યોની હાથપ્રતો વગેરે મળી ૪૦૦ જેટલો સંગ્રહ છે. સ્વ. ફાર્બસ સાહેબના અવસાન પછી ગ્રંથ-સંગ્રહનું કામ અટકી પડેલું, તે ૧૯૦૨ થી સ્વ. સા. શ્રી મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ ફરી શરૂ કર્યું. એમના સમયમાં મુંબઈના પં. જયેષ્ઠારામ મુકુંદજી-નો સંગ્રહ મેળવવામાં આવ્યો. શ્રી. ફા. ગૂ. સભાના સંગ્રહમાંની કેટલીક સં. હાથપ્રતો એ સંગ્રહમાંથી આવેલી જણાય છે. સ્વ. મનસુખરામભાઈ પછી એમના પુત્ર સ્વ. તનસુખરામભાઈએ એ કામ ચાલૂ રાખી કેટલીક પ્રતો મેળવેલી. પરંતુ એવી રીતે ઘેર બેઠાં હાથપ્રતો મેળવવાનું કાર્ય મુશ્કેલ હોવાથી સુરતમાં સાહિત્યપરિષદની બેઠક થઈ ત્યારથી શ્રીફાર્બસ ગૂજરાતી સભાએ સ્વ. મણિલાલ બકોરભાઈ વ્યાસને માસિક વેતન, ભથ્થું અને પ્રવાસખર્ચ આપી ગૂજરાતમાં ઠામઠામ ફરી હસ્તલિખિત પ્રતો એકઠી કરવાને રોકયા. એ પ્રવૃત્તિ બે વર્ષ ચાલૂ રહી. દમના વ્યાધિને અંગે તેઓ એ કામ કરવા અશક્ત થતાં ૧૯૧૯ માં ભાવનગરવાળા સ્વ. દેવશંકર વૈકુંઠજી ભટ્ટને રોકવામાં આવ્યા. પરંતુ એકંદરે આ પ્રવૃત્તિ સફળતા ન મેળવી શકી. આ દરમિયાન બધી મળી ૨૫૦ જેટલી હાથપ્રતો એકત્રિત થઈ. તે પછીનો સંગ્રહ, એ છૂટીછવાઈ હાથપ્રતો ઘેર બેઠાં આવે, તેજ સગ્રહવામાં આવે, તે રીતે થઈ છે. આવી રીતે પણ કેટલૂંક મહત્ત્વનૂં સાહિત્ય–કેટલૂંક અખાનાં કાવ્યો અને રત્નેશ્વરનાં કાવ્યોમાંનાં ઘણાખરાં અપ્રસિદ્ધ કાવ્યો જેવાં કાવ્યો ધરાવતૂં સાહિત્ય–મળી ગયૂં છે.

આ બંને સંસ્થાઓ આમ માત્ર હાથપ્રતોનો સંગ્રહ કરી અટકી નથી; મેળવેલી હાથપ્રતરૂપી સમૃદ્ધિમાંથી સંશોધન કરાવી સારાં કાવ્યો સારા પ્રમાણમાં બંને સંસ્થાએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છે. ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીનાં પદ્ધતિસર સંપાદિત થયેલાં કાવ્યોમાંનાં ભીમની હરિલીલા અને પ્રબોધપ્રકાશ, દી. બ. કેશવલાલ ધ્રુવે સંપાદિત કરેલ પંદરમા શતકનો પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ, સગાળશા–આખ્યાન, અખાનો કાવ્યસંગ્રહ રત્નેશ્વરના ભાગવતના બે સ્કધો એ વગેરે એનાં મૂર્ત ફળો છે; જ્યારે શ્રીફાર્બસ સભા તરફથી પદ્ધતિસર સંપાદિત થયેલાં કાવ્યોમાંનાં માંડણ-કૃત પ્રબોધબત્રીશી અને શ્રીધરનો રાવણમંદોદરીસંવાદ, નરપતિનો પંચદંડ અને મધુસદનની હંસાવતી, માધવની રૂપસુંદરકથા અને વીરસિંહનૂં ઉષાહરણ, મહાભારતના ૪ ગ્રંથો અને નરસિંહની હારમાળા એ વગેરે એનાં મૂર્ત ફળો છે.

આ બંને સંસ્થાઓના સંગ્રહો આમ ઉભય રીતે ઉપકારક થયા છે;

એટલુંજ નહીં પણ યુનિવર્સિટીના ઉચ્ચ અભ્યાસક્રમમાં શાસ્ત્રીય સંપાદનોની ખોટ કોઈએ પણ પૂરી પાડી હોય તો તે આજ બે સંસ્થાઓ; આજે હજી પણ અવિરત સેવા, એ બંને સંસ્થાઓ આ દિશામાં એકલીજ કરી રહી છે.

સંશોધકોને અનુકૂળ થઈ પડે, એ હેતુથી પોતપોતાના સંગ્રહોની વિસ્તૃત યાદીઓ પણ માત્ર આજ બે સંસ્થાઓ તરફથી પ્રસિદ્ધ થઈ છે. આમાંની શ્રી ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીએ તો આગળ વધીને આપની સમક્ષ રજૂ થતી આ સંકલિત યાદી તૈયાર કરાવવાનું પણ પ્રશસ્ય પગલું ભરી સંશોધકોને કીમતીમાં કીમતી સગવડ કરી આપી છે, કે જે વિના સંશોધકોને જુદી જુદી સંસ્થાઓની પ્રતોની માહિતી મેળવવામાં અસામાન્ય અગવડ હતી.

અત્યાર પૂર્વેની પ્રસિદ્ધ થયેલી યાદીઓ પણ કેટલી ઉપકારક થઈ પડી છે, તે જેમણે આનો સાચો લાભ ઊઠાવ્યો છે, તેઓજ સમજી શકે. બીજાઓનો અનુભવ શો છે, તે જોકે જાણવામાં નથી; પરંતુ મને જે લાભ થયો છે, તે તો હું જાણું છુંજ. હું સને ૧૯૨૯માં ગૂજ. વર્ના. સો.-નો આજીવન સભ્ય થયો અને ૧૯૩૦માં "કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહની સૂચિ" પ્રસિદ્ધ થઈ. મેં કુતૂહલ ખાતરજ સભ્યોને મળતા કન્સેસનનો લાભ ઊઠાવી આઠ આના ભરી એ સૂચી મેળવી. પ્રસ્તાવનામાં વાંચવામાં આવ્યું કે આપણી ભાષા, મહાભારત અને રામાયણના જૂની ભાષામાં લખેલા કાવ્યગ્રંથો હોવા છતાં, છપાયા ન હોવાને કારણે તેવા સાહિત્યથી અત્યારે વંચિત છે. અનેક કવિઓનાં છૂટાંછવાયાં અને વિષ્ણુદાસ જેવાનાં તો ૧૫-૧૫ પર્વો મહાભારતનાં મળે છે; રામાયણ પણ વિષ્ણુદાસનું આખું મળે છે; છતાં આ દિશામાં કોઈના તરફથી પણ પ્રયત્ન આદરવામાં આવ્યો નથી. એ માહિતીનો લાભ લઈ એ કામ ઊઠાવી લેવાનો મેં નિશ્ચય કર્યો. સ્વ. હીરાલાલ પારેખે જોઈતી બધી પ્રતો પૂરી પાડી અને શ્રીફાર્બસ ગૂજરાતી સભાના આશ્રયે એ કાર્યનો આરંભ થયો, અને છેલ્લા આઠ વર્ષમાં મહાભારતનાં આઠ પર્વો ચાર ગ્રંથમાં પ્રસિદ્ધ થઈ પણ ગયાં; અને મળી શકતાં બાકીનાં પણ નજીકનાં વર્ષોમાં પૂરાં થઈ જશે.

શ્રીફાર્બસ સભાની યાદી પણ એટલીજ ઉપયોગી નીવડી છે, તેનો પરિચય જેમ મને છે, તેવોજ શ્રી ભોગીલાલ જ. સાંડેસરા અને શ્રી શંકરપ્રસાદ

૭. રાવળને છે. એ બંને ભાઈઓએ શ્રી ફાર્બસ સભાના સંગ્રહની પ્રતોનોજ ઉપયોગ કરીને શ્રી સાંડેસરાએ માધવનું 'રૂપસુંદરકથા'–વૃત્તબદ્ધ ગૂજરાતી કાવ્ય અને શ્રી શંકરપ્રસાદ રાવળે નરપતિનો પંચદંડ અને મધુસૂદનની હંસાવતી પ્રસિદ્ધ કરેલ છે.

આ બે સંસ્થા પછીનો ત્રીજો જૂનો સંગ્રહ શ્રી ડાહીલક્ષ્મી લાઈબ્રેરી–નડિયાદનો છે. સ્વ. તનસુખરામ ભાઈના પ્રયત્ને એ સંગ્રહ અસ્તિત્વમાં આવ્યો છે, અને નાનો હોવા છતાં થોડા મહત્ત્વનો નથી. બેશક, એની ઉપરની બે સંસ્થાઓની જેવી વ્યવસ્થિત યાદી બહાર પડી નહીં હોવાથી સંશોધકો લાભ ઉઠાવી શકયા નથી; ઉઠાવ્યો હોય તો ઓછામાં ઓછો. અહીં એટલું અવશ્ય નોંધવું જોઈયે કે એ સંગ્રહમાંની સંસ્કૃત હાયપ્રતોનો વૈષ્ણવ સંપ્રદાયે સારામાં સારો લાભ ઊઠાવ્યો છે તે સદ્ગત મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાળાએ વૈષ્ણવી ષોડશ ગ્રંથોની અનેક સંસ્કૃત ટીકાઓ તેમજ ભાગવત ઉપરની સુબોધિનીનું અપ્રકટ સાહિત્ય પ્રસિદ્ધ કર્યું, તેમાં અત્રતત્ર પ્રસ્તાવનાઓમાં આવતા ઉલ્લેખથી જાણી શકાય છે. પણ આ સંગ્રહ જાહેર ઓછો હોવાથી ગૂજરાતી વિદ્વાનો બહુ ઓછો લાભ લઈ શકયા છે.

ચોથો સંગ્રહ તે વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિરનો છે. આ સંગ્રહના ગૂજરાતી વિભાગમાં ૮૦૦ થી ૯૦૦ હાયપ્રતો છે, જેમાંની ૫૦૦ થી ૫૫૦ જેટલી જૈન પ્રતોને બાદ કરતાં બાકી ૩૦૦–૩૫૦ જેટલી ગૂજરાતી હાયપ્રતો છે. એની યાદી જોકે છપાઈ નથી, છતાં જે ત્યાંના ડેડસ્ટોક–લિસ્ટ તરીકે રહેલી છે, તે જોઈતી હકીકત માટે લગભગ પૂર્ણ કહેવાય. યાદી કરનારનીજ મૂળ લિસ્ટમાં ભૂલ ન થઈ હોય તો તે યાદીની મદદથી સંશોધકને જોઈતી માહિતી મળી શકે તેમ છે. સ્વ. કાંટાવાળાને હાથે આ ગુજરાતી પ્રતોના મોટા ભાગની પ્રતો એકત્રિત થયેલી છે. રાજ્યાશ્રય હોવાથી ત્યાંની હાયપ્રતોની વ્યવસ્થા તેમજ વૃદ્ધિ ચાલૂ છે. આ સંગ્રહમાં બીજા કોઈ પણ સંગ્રહોની અપેક્ષાએ જૂનામાં જૂની હાયપ્રતો સચવાયેલી છે.

પાંચમો સંગ્રહ તે ડેક્કન કૉલેજ લાયબ્રેરીનો. ડૉ. બ્યૂલર વગેરેએ મુંબઈ સરકાર માટે જે સંસ્કૃત સંગ્રહ એકત્રિત કરેલો, તેમાં સાથેસાથ સંગ્રહાયેલી થોડી પ્રતો ગૂજરાતી કાવ્યોની પણ હતી. મધ્યકાલીન પદ્મનાભનો કાન્હડદેપ્રબંધ અને શ્રીધરનો રણમલ્લ છંદ, એ બંને કાવ્યોની એક માત્ર પ્રતજ મળે છે અને તે માત્ર આ સંગ્રહમાંજ. આ સંગ્રહમાં વલ્લભ વગેરેના ગરબાઓનો પણ એક સારો સંગ્રહ ધરાવતી હાયપ્રત છે. આ યાદી

શ્રી ફાર્બસ ગૂજરાતી સભાએ સ્વ. મણિલાલ બકોરભાઈ વ્યાસને પૂના ખાસ મોકલી કરાવડાવી હતી. શ્રી ફાર્બસ સભાની ઉદારતાથી શ્રી અંબાલાલ બુ. જાનીદ્વારા એ યાદી મેળવી તેનો અહીં ઉપયોગ કરવામાં આવ્યો છે. આ સંગ્રહ નાનો હોવા છતાં પણ જૂનામાં જૂની અને બહુમૂલી પ્રતો ત્યાં હોવાને લીધે મહત્ત્વનો છે. અત્યારે ડેક્કન કૉલેજ બંધ થઈ છે; એટલે એ સંગ્રહ ભાંડારકર રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટને સોંપાયાનું સાંભળવામાં આવ્યું છે.

છઠ્ઠો સંગ્રહ તે સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ એકત્રિત કરેલી હાથપ્રતોનો અત્યારે તેમના ગૂજરાતી પ્રિન્ટીંગ પ્રેસની લાઈબ્રેરીમાં છે. મૂળ અને નકલો થઈ લગભગ ૪૦૦ જેટલી હાથપ્રતો તે સંગ્રહમાં છે. આ સંગ્રહ ગૂજરાતી સાહિત્યને જેટલો ઉપયોગી થયો છે, તેટલો બીજો કોઈ પણ સંગ્રહ ભાગ્યેજ ઉપયોગી થયો હશે. બૃહત્કાવ્યદોહનના આઠ ભાગો જેવો અમૂલ્ય કાવ્યસંગ્રહ એ સંગ્રહની પ્રસાદી છે. એ પ્રસાદીની કીમત કેટલી છે, તે નીચેના ફકરાથી સમજાશેઃ—

"એ જ પ્રમાણે ખાનગી પ્રયાસથી અને એકલે હાથે પ્રાચીન ગુજ-
"રાતી કાવ્યસાહિત્યને એકસામટા સંગ્રહરૂપે ( Omnibus book ) આઠ
"વૉલ્યુમમાં પ્રસિદ્ધ કરવા માટે સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇને ધન્યવાદ
"ઘટે છે. એ કાર્યમાં સામાન્ય વેપારી બુદ્ધિ સાથે સાહિત્યની સેવાનો ગુણ-
"અંશ પ્રધાનપણે હતો, અને તેથી એ કાર્ય ઉપયોગી અને યશસ્વી નિવડયું
"છે; એટલે દરજ્જે કે કોઈ પણ સાર્વજનિક પુસ્તક ભંડાર કે સાહિત્યના
"અભ્યાસીનો સંગ્રહ, તેના વિના સંપૂર્ણ કહેવાય નહિ."

( દ. હ. લિ. પુ. સંગ્રહ-સૂચિ : પ્રસ્તા. પૃ. ૬ )

આ સંગ્રહની યાદી કરવાનો મને સમય મળતાં જે કાંઈ પણ મુખ્યત્વે જાણવા મળ્યું તે એ સંગ્રહમાં લુણાવાડાના વયોવૃદ્ધ મહેતાજી છગનલાલ વિદ્યારામ રાવળના હાથની કરેલી કેટલાંએક કાવ્યો-પદોની નકલો. અસાધારણ મહેનત લઇ અપ્રસિદ્ધ સાહિત્ય એકત્રિત કરવા પાછળ શ્રી. રાવળે આટલો બધો પ્રયત્ન કર્યો છે, એ જાણતાં સાનન્દાશ્ચર્ય થયા વિના રહેતું નથી. સ્વ. ઇચ્છારામ દેસાઇએ પણ એમની એ સેવાની બૃહત્કાવ્યદોહનના ભાગોની પ્રસ્તાવનાઓમાં અનેક સ્થળે નોંધ લીધી છે. ભલે જૂની કે ખામી ભરેલી પદ્ધતિએ પણ સ્વ. કાંટાવાળા, સ્વ. ઇચ્છારામ દેશાઇ અને વિદ્યમાન શ્રી. છગનલાલ રાવળે જેટલાં કાવ્યો સંપાદિત કરી આપ્યાં છે, એટલાં ભલે હવે અભિનવ શાસ્ત્રીય પદ્ધતિએ કરવામાં આવે કે

એમની જૂની પદ્ધતિએ કરવામાં આવે, તોય એક સૈકામાં પણ પ્રસિદ્ધ કરી નહીં શકાય.

ગૂજરાતી પ્રેસના સંગ્રહની હાયપ્રતોની એક વિશિષ્ટતા એ છે કે તે શ્રી ફાર્બસ ગૂજરાતી સભાની હાથપ્રતોની જેમ બાઈન્ડિંગ થયેલી છે, તે ઉપરાંત ભાઈ શ્રી નટવરલાલ દેશાઈ એ બધી પ્રતો તપાસી ગયા હોવાથી દરેક પ્રતના આરંભમાં તેમણે પ્રતમાંનાં બધાં કાવ્યોની કર્તા–સમય–પૃષ્ઠ વગેરે આવશ્યક માહિતી આપેલી છે. મને યાદી કરવામાં આને લીધે ભારે સૌકર્ય પ્રાપ્ત થયું હતું. મને જણાવતાં આનંદ થાય છે કે આવી નોંધ મારા જોયેલા સંગ્રહોમાં માત્ર ગૂજરાતી પ્રેસના સંગ્રહની હાયપ્રતોમાં છે. આજ પદ્ધતિએ બીજા બધા સંગ્રહોમાંની હાથપ્રતો વ્યવસ્થિત નોંધવાળી હોય અને તેટલીજ નોંધ સ્વતંત્ર રીતે છપાયેલી હોય તોયે સંશોધકોને પોતાના સંશોધન–કાર્યમાં ભારે ઉપયોગી થાય.

બૃહત્કાવ્યદોહનની નવી આવૃત્તિઓ હવે થતી હોય એમ લાગતું નથી. લોકોનો પ્રવાહ અભિનવ સાહિત્ય તરફ વળ્યો હોવાથી જૂના સાહિત્યની હવે લગભગ ઉપેક્ષા થતી લાગે છે; આમ છતાં યુનિવર્સિટીના ઉચ્ચ અભ્યાસક્રમમાં એ જૂના સાહિત્યનું સ્થાન અદ્યાપિ પર્યંત પૂર્વવતજ હોવાથી અભ્યાસીઓને એ જૂના સાહિત્યની જરૂર પડે છે. બૃહત્કાવ્યદોહનના કેટલાક ભાગો અત્યારે તદ્દન અપ્રાપ્ય થઇ પડ્યા છે. જુદા જુદા યુગધર કવિઓનાં કાવ્યોની અભ્યાસીઓને આવશ્યકતા પડતી હોવાથી–એ માંગ સારા પ્રમાણમાં થતાં જો બૃહત્કાવ્યદોહનના ભાગો ફરી છાપવાનો વખત આવે તો તે ભાગોમાંનાં કાવ્યોમાંથી–જેની જેની જૂની હાથપ્રતો મળતી હોય, તેની તેની તે જૂની પ્રતો સાથે સરખામણી કરી ભાષાસ્વરૂપ સચવાય રહે તેવી રીતે આવૃત્તિ થાય એ ઇષ્ટ છે. બૃહત્કાવ્દોહનના પ્રથમ ભાગની ચાર જેટલી આવૃત્તિઓ થઇ છે. અને તેમાં નળાખ્યાન, મામેરૂં, સુદામાચરિત, ઓખાહરણ વગેરે સુપ્રસિદ્ધ કાવ્યો હજી પણ લોકમાં આદરપૂર્વક વંચાતાં હોવાથી તેની જ્યારે પણ નવી આવૃત્તિ થાય ત્યારે ઊપરની સૂચનાનો અમલ થાય તો એકી સાથે બે ઉપયોગી કાર્યો થાય, તે લોકોની માંગ પૂરી પાડવાનું અને અભ્યાસીઓને તેતે કાવ્યની શાસ્ત્રીય આવૃત્તિ પૂરી પાડવાનું ગૂજરાતી પ્રેસના માલેક ભાઇશ્રી નટવરલાલ દેશાઈ આ સૂચનાનો સમાદર કરવામાં પશ્ચાત નહીં રહે, એમ આશા રાખી શકાશ.

આ પછીનો સાતમો સંગ્રહ ગૂજરાતી કાવ્યોના જૂના અને જાણીતા અભ્યાસી, સુભદ્રાહરણ–સિંહાસનબત્રીસી (પ્રથમ ભાગ)— હરિલીલા–કૃષ્ણક્રીડાકાવ્ય વગેરેના સંશોધક અને „સંપાદક શ્રી અંબાલાલ બુ૦ જાનીનો

છે. આ સંગ્રહમાં માત્ર ૭૦ જ હાથપ્રતો છે. એમાંની કેટલીક સિંહાસન-બત્રીશીની વાર્તા જેવી સંપૂર્ણ નકલો છે. એમ છતાં કેટલીક સુંદર અને મહત્ત્વની હાથપ્રતો પણ ત્યાં છે. એની યાદી કરવાનો સૌથી પ્રથમ મનેજ લાભ મળ્યો હોવાથી એ પ્રતો એમને ત્યાં છે, એ જાહેર કરવાનો પ્રસંગ સૌથી પ્રથમ મનેજ મળ્યો છે. એ સંગ્રહમાં ૧૧૮ પદની સુવાચ્ય હારમાળા અને વિષ્ણુદાસના ઉદ્યોગપર્વની સંપૂર્ણ હાથપ્રત જોઈ મને ખરેખર આનંદ થયેલો. આ સંગ્રહ શ્રી. જાનીને ત્યાં સારી રીતે સચવાઈ રહેલો છે અને હર્ષ થાય છે કે સંશોધકોને માટે એ ખુલ્લો છે. એક ખાનગીજ સંગ્રહ હોવા છતાં અત્યારે કયાં પડયો છે, તેની માહિતી સુદ્ધાં નથી મળતી તેવો આઠમો સંગ્રહ તે સદ્‌ગત શ્રી પુરુષોત્તમ વિશ્રામ માવજી જે. પી. નો સંગ્રહ. આ સંગ્રહની એકે એક હાથપ્રત લુણાવાડાના મહેતાજી વિદ્યમાન શ્રી છગનલાલ વિદ્યારામ રાવળે મેળવી આપેલી છે. એની યાદી પણ એમનેજ હાથે ઊતારેલી છે. યાદી જોકે શાસ્ત્રીય પદ્ધતિએ લખાયેલી ન હોવાથી બહુ ઉપકારક થઈ પડતી નથી, છતાં કેટલાંક અપ્રસિદ્ધ અને થોડાં પ્રાપ્ત થતાં કાવ્યોની હાથપ્રતો તેમાં હોવાથી મહત્ત્વની છે. તેનો ઉપયોગ ચાલૂ સંકલિત યાદીમાં કરવામાં આવ્યો છે.

નવમો સંગ્રહ તે સુરતની એમ. ટી. બી. આર્ટ્સ કૉલેજમાં શ્રી છગનલાલ મોદીએ જે હાથપ્રતો આપેલી તે છે. તેમાં ૬૦ જેટલી પ્રતો છે.

આ રીતે આપણી પાસે મહત્ત્વના નવ સંગ્રહો છે. આ ઉપરાંત અનેક ઠેકાણે છૂટીછવાઇ કે સંગ્રહબદ્ધ હાથપ્રતો હશે; પણ એ અત્યારે તો દુર્લભ છે. આવા ખાનગી સંગ્રહો ધરાવનારાઓના સંગ્રહનાં દર્શન કરવાં, એ આજે શશશૃંગ જેવું થઇ પડયું છે. ગયા વર્ષમાં હાથપ્રતોની તપાસ કરવાને અંગે હું પ્રભાસપાટણ વગેરે સ્થળોએ ગયેલો હતો. સાંભળવા પ્રમાણે કેટલાક પુરાણીઓ પાસે જૂના સંગ્રહો છે; પરંતુ કેશોદમાં જેવો નકારાત્મક ઉત્તર મળ્યો તેવોજ ઉત્તર પ્રભાસપાટણમાં અનેકને ત્યાં મળ્યો. અપવાદરૂપે એક કે બે સજ્જન વ્યક્તિએ પોતાના સંગ્રહ જોવા આપ્યા; અને પ્રભાસપાટણના જાણીતા ઇતિહાસજ્ઞ શ્રી હરિશંકર શાસ્ત્રીએ દશેક પ્રતો આપી પણ ખરી. એ સિવાય એ યક્ષધન હોવા સુદ્ધાંનો પણ નકારજ અનુભવાયો. માંગરોળમાંનો પ્રવાસ બહુ સફળ થયો. ત્યાંના શ્રી ચંદ્રમાજીના મંદિરના મુખ્યાજી ભટ્ટ મોહનલાલ ગોવર્ધનદાસે પોતાનો સંગ્રહ બહુજ ઉદારતાપૂર્વક જોવા આપ્યો અને તેમાંની ગૂજરાતી બધી પ્રતો તેમણે સોંપી આપી.

એક પખવાડિયાના પ્રવાસમાંજ આ રીતે ૭૫ જેટલી હાથપ્રતો હું મેળવી શક્યો; પણ અનુભવ ઉપરથી એમ જણાયું કે શ્રી ભટ્ટ જેવા ઉદારાત્માઓ ન મળે તો વર્ષભરના પ્રવાસમાં એક પણ હાથપ્રત મળી શકે નહીં. આપણા જૂનવાણી માનસવાળાઓના આવા સંકુચિત માનસને અંગે આજે કેટલાંએક અમૂલ્ય કાવ્યો અને અમૂલ્ય ઐતિહાસિક અવશેષો નષ્ટ થઇ જાય છે, એનો એક સારામાં સારો દાખલો મને પ્રભાસપાટણમાં જાણવાને મળ્યો. પ્રભાસપાટણના દેરાસરમાં પ્રાચીન કાળની મૂર્તિઓ હતી. તેમાંની ઘણીખરી ખંડિત થઇ જવાને કારણે અપૂજ્ય પડી રહી હતી. આવી મૂર્તિઓની પીઠકનાં મૂર્તિ કરાવનારના સંબંધમાં ઉલ્લેખો હોય છે, એ જાણીતી વાત છે. એ વસ્તુની કીમત જાણકાર સિવાય કોને હોઈ શકે? કહેવાય છે કે એ તૂટેલી બધી મૂર્તિઓ વહાણમાં ભરી સમુદ્રમાં પધરાવી દેવામાં આવી. એ મૂર્તિઓમાંના લેખોમાંથી કેટલોએક અમૂલ્ય ઈતિહાસ પ્રાપ્ત કરી શકાયો હોત અને ઇતિહાસ બીજા કોઈની નહીં પણ જૈન ધર્મ અને જૈનાચાર્યોની પરંપરાને લગતી સારામાં સારી માહિતી આપનારો થઇ પડ્યો હોત; પણ પોતાનીજ ભૂલે આવી અમૂલ્ય માહિતીનાં સાધનો અધિકારીઓ તરફથી નષ્ટ કરી નાખવામાં આવ્યાં. એવી રીતે કેટલાએ હાથપ્રત ધરાવનારાઓને ત્યાં ઊંદરોએ કાપી નાખેલાં પાનાંઓ કેંક સ્થળે ઊકરડામાં નષ્ટભ્રષ્ટ દશામાં પડેલાં જોવામાં આવ્યાં છે. મારા મિત્ર શ્રી હરિશંકર શાસ્ત્રી (પ્રભાસપાટણ)ને આવાજ ઊકરડાઓમાંથી ભલે તૂટક છતાં ઉપયોગી હાથપ્રતો મળી આવેલી છે. પણ નજરે નહીં ચઢેલી એવી અનેક હાથપ્રતો નષ્ટ થઈ ચૂકી હશે. વૈકુંઠ કવિના રચેલા નળાખ્યાનની એક ખંડિત પ્રત શ્રી. શાસ્ત્રીજીએ એક હરિજન પાસેથી ૧ આનામાં લીધેલી. આ પ્રત તે હરિજન ભાઈને ઊકરડામાંથી મળેલી. તેનાં આરંભની ૪૫૦ કડીનાં પાનાં કપાઈ ગયેલાં છે. જ્યારે એ પછીનાં ૩૦ જેટલાં પાનાંમાં અગ્નિને કારણે વચ્ચેથી પાનાં બળી ગયેલાં છે. આ કાવ્યની અત્યારે બીજે ક્યાંય પણ પ્રત મળતી નથી; અને આ તૂટક પ્રત પણ ન મળી હોત તો જાણી પણ ન શકાત કે વૈકુંઠે નળાખ્યાન પણ રચેલું છે.

ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીના સંગ્રહમાંની મોટા ભાગની હાથપ્રતો સ્વ. હીરાલાલ પારેખે ગૂજરીમાંથી મેળવેલી, તે પણ ફેરિયાઓને જૂના કચરાઓમાંથી મળેલાં પાનાં ને ચોપડાઓ છે; જેમાં કોઇમાં આદિ અને અંતનાં તો કોઇમાં આદિનાં, જ્યારે કોઇમાં અંતનાં પાનાંઓ નથી; તો ઘણા કોઇમાં વચ્ચેથી પાનાં નષ્ટ થઈ ગયાં છે. બીજા સંગ્રહોમાં પણ મોટા

ભાગની પ્રતોની આ દશા છે, તે આ સંકલિત યાદીમાં પ્રતોના આંકની બાજુમાં અનેક ઠેકાણે આવતા 'ત્રુત્રુટક' અક્ષરથી જાણી શકાશે. એટલું સદ્‌ભાગ્ય માનવાનું રહ્યું કે એવી દશામાં પણ એ પ્રતો યોગ્ય ઠેકાણે સંગ્રહાઇ છે, અને અભ્યાસીઓ અને સંશોધકો નિઃસંકોચ તેનો લાભ ઊઠાવી રહ્યા છે.

જૈન ગૂજરાતી કાવ્યોના પ્રકાશનનો માર્ગ શ્રી. મોહનલાલ દલીચંદ દેશાઇએ "જૈન ગુર્જર કવિઓ"ના બે ભાગ લખી સરળ કરી આપ્યો છે. એમનો એ પ્રવાસ એક મહાભારત કાર્ય જેવો છે. કેટલાંય દેરાસરો અને કેટલાયે પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ખાનગી ભંડારોમાં જાતે જઇ હાથપ્રતોના આદિ-અંત નોંધી લઇ યોગ્ય સ્વરૂપમાં સૈકાવાર જૈન સાધુ મહારાજોની કૃતિઓની નોંધો તેમણે તેમના ઉક્ત ગ્રંથમાં આપી છે. કોઇને આજે ૧૫ મા શતકથી છેક છેલ્લા શતક સુધીના મહાનુભાવ જૈન કવિઓની કૃતિઓ વિશેની માહિતી જોઇતી હોય તો તે માત્ર બે ગ્રંથની મદદથીજ મેળવી શકે છે. એમણે આમ જૈન કાવ્યોના સંશોધનનો માર્ગ સરળ કરી આપ્યો છે; પરંતુ જૈનેતર કવિઓની કૃતિઓના વિષયમાં માહિતી પૂરતા પ્રમાણમાં આવશ્યકતાનુસાર મળે તેવો, શ્રી. દેશાઇના પ્રયત્ન જેવો વિશિષ્ટ પ્રયત્ન હજી નથી થયો. ગૂજ. વર્ના. સો.એ અને શ્રી ફાર્બસ સભાએ અનુક્રમે ૮૦૪ અને ૧૫૦ હાથપ્રતોની, સંગ્રહમાંના સળંગ ડેકસ્ટોક નંબર અનુસાર યાદી આપી હાથપ્રતોમાંનાં કાવ્યોના મળી શકયા છે ત્યાં આદિ-અંત નોંધ્યા છે. શ્રી ફાર્બસ સભાની યાદીમાં તેનાથી આગળ વધી કાવ્યનો સાર અને લિપિ તેમજ તે ઉપરાંતની વધુ ઉપયોગી હકીકત આપવાનો પ્રયત્ન પણ કરવામાં આવ્યો છે; પણ તેમ છતાં કવિની બધી કૃતિઓની માહિતી તો નથીજ મળી શકતી. અથવા તો તેમાં ડેકસ્ટોક નંબર પરની તે તે હાથપ્રતનું જ સ્વરૂપ આપવાનું હોવાથી તેવા પ્રયત્નની જરૂર નથી જણાઈ. શ્રી. દેશાઇએ તેમની યાદીમાં શ્રી ફાર્બસ સભાની યાદી જેમ તે તે હાથપ્રતની વિશિષ્ટતા જણાવવા પ્રયત્ન કર્યો નથી, અને તેમ કરવા જાય તો તેમની યાદીના મોટા-બધાં મળી ૧૪૭૬ પૃષ્ઠના બે ભાગો થયા છે, તેનાથી ત્રણગણા મોટા-ગ્રંથો થઈ પડે. એટલે તેતે કાવ્યની એક પ્રતમાંથી આદિ-અંત ઊતારી બીજી પ્રતો કયા સ્થળે છે તેટલોજ નિર્દેશ કરવામાં આવ્યો છે. શ્રી. દેશાઇનું એમાં ધ્યેય જૈન ગુર્જર કવિઓ અને તેની કૃતિ વિશે પિછાન આપવા પૂરતું હોવાથી તેતે કૃતિની અનેક પ્રતોની હાલતના સંબંધમાં નિર્દેશ કરવાના કાર્યમાં પડવું માત્ર ગૌરવ દોષયુક્ત થઈ પડે;

અને અભ્યાસીને કવિના વિષયમાં એકજ સ્થળેથી જે માહિતી મેળવી લેવાની હોય તે મળી ન શકે; અને તેને માટે પાનાં પછી પાનાં ફૂદાવવાં પડે; એવી તકલીફમાંથી તેમણે અભ્યાસીઓને બચાવી લીધા છે.

આ પદ્ધતિએ જૈનેતર કાવ્યોની માહિતીની અભ્યાસકોને જરૂર રહે; પણ એવું કામ જો હાથ ધરવામાં આવે તો તે પાછળ અથાગ પરિશ્રમ લેવો જોઇયે. આજે એટલો પરિશ્રમ લેવા જાણીતા સંશોધકોને સમય નથી; અને તેની સાથે મહત્ત્વના કવિઓની સુપ્રસિદ્ધ કૃતિઓની અન્યાન્ય હાથપ્રતોની જરૂર જોગી હકીકત શ્રી ગૂજ. વર્ના. સો. અને શ્રી ફા. ગૂજ. સભાની યાદીઓમાંથી મળી જાય છે. જે વસ્તુઓની સંશોધકોને અત્યારે આવશ્યકતા છે, તે હરકોઈ કવિના હરકોઈ એક કાવ્યની જૂની હાથપ્રતો, તે પછી ભલે સંપૂર્ણ હોય કે અપૂર્ણ હોય, તે ક્યાં છે. તેની આ જરૂરિયાત ત્યારેજ પૂરી પાડી શકાય કે ગૂજરાતી ભાષાની હાથપ્રતો ધરાવતા સંગ્રહોની કવિવાર એક યાદી તૈયાર થાય અને તે યાદીમાં દરેક કવિની કૃતિઓ ખોળવામાં મુશ્કેલી ન પડે તે પ્રમાણે નિર્દિષ્ટ થઈ હોય, તે સાથે તેતે કૃતિની એક કરતાં વધૂ હાથપ્રતો હોય તો તે કયા સંગ્રહમાં છે, કયા નંબર પર છે, કઈ સાલમાં ઊતારાઈ છે અને સંપૂર્ણ છે કે તૂટક, તેની માહિતી આપવામાં આવી હોય. આવી યાદી હોય તો સશોધકને જૂની અને પ્રતિષ્ઠિત પ્રતો મેળવવામાં સુવિધા થાય અને તેના સંશોધનનું કાર્ય નિર્દોષ અને શાસ્ત્રીય બને.

અગાઉ જે પ્રમાણે ગૂજરાતી કાવ્યો પ્રસિદ્ધ કરવામાં આવતાં હતાં એટલે કે ક્યાંયથી પણ ગમે તેવા પ્રકારની હાથપ્રત મળી તે ઊપરથી કાવ્યની નકલ તૈયાર કરી પોતાની દૃષ્ટિએ જેમ શુદ્ધ જણાય તેમ છપાવી નાખવામાં આવે, એ હવે ચાલી શકતું નથી. આજે ભાષાનો શાસ્ત્રીય અભ્યાસ કરનારાને કવિના કાવ્યનું, કવિના સમયનું, કવિની ભાષાને બની શકે ત્યાંસુધી સાચવી રાખતું સંપાદન જોઇયે છે. એ સંપાદન ત્યારેજ સિદ્ધ કરી શકાય કે જ્યારે સંપાદકને બની શકે તેટલી જૂની હાથપ્રતો મળે. આપણે ખુલ્લા દિલે સ્વીકારવું જોઇયે કે આ પદ્ધતિ આપણને પશ્ચિમમાંથી મળી છે. એ પદ્ધતિનો મોટો આશીર્વાદ બહારની ધાલમેલ વિનાની કવિની કે ગ્રંથકારની શુદ્ધ કૃતિ—અને તેથીજ એ કવિ કે ગ્રંથકારનું તેના ખરા સ્વરૂપમાં હૃદય જાણવામાં સુવિધા મળે છે, તે છે.

વિશિષ્ટ કોટિના કવિ કે ગ્રંથકારની શુદ્ધ કૃતિની આવશ્યકતા રહે છેજ; કેમકે તેમાં તેના સમયના સમાજનું પ્રતિબિંબ હોય છે; તેની દ્વારા તત્કાલીન

લોકમાનસનું સ્વરૂપ જાણી શકાય છે. એ વખતનું શું સારૂં અને શું નરસું, એ જાણવાથી આપણા સમયમાં તેમાંનું શું ગ્રાહ્ય અને આપણું અત્યારનું શું ત્યાજ્ય, એનો નિશ્ચય કરવાની બુદ્ધિ આપણે કેળવી શકિયે છિયે. આપણી દષ્ટિ દરેક વખતે નિર્દોષ હોતી નથી. અને તેથી કરીને આપણી દષ્ટિએ નક્કી કરેલા નિર્ણયોમાંનો કેટલોક ભાગ સદોષ હોય છે; પણ આપણે તેની તુલના, એવું અન્ય કોઈ ન મળી શકે ત્યાંસુધી કરી શકતા નથી. તેને માટે અન્યત્ર રહેલું સમકાલીન તેમજ અહીંનું અને બહારનું પ્રાક્કાલીન જાણવાની જરૂર રહે છે. એ પ્રાક્કાલીન વિધાનો તેના શુદ્ધ સ્વરૂપમાં હોય તો આપણે તેના અસલ સ્વરૂપની પિછાન મેળવી શકિયે છિયે. જો એમાં પાછળથી ધાલમેલ થયેલી હોય તો તેમાં તે સમયનું સાચું પ્રતિબિંબ નથી હોતું, તેથી સંકર સ્વરૂપ આપણી સમક્ષ રજૂ થાય છે અને તેથી તત્કાલીન સત્ય સ્વરૂપના જ્ઞાનથી વંચિત રહિયે છિયે. અને તેથીજ પશ્ચિમમાંથી ઊતરી આવેલી એ વિશિષ્ટ શોધનપદ્ધતિ આજે સર્વત્ર એક સરખી રીતે આવકાર પામી રહી છે.

## શાસ્ત્રીય સંશોધનનો પ્રકાર

ગુજરાતી કાવ્યોના સંપાદનમાં પણ તેજ વિશિષ્ટ પદ્ધતિનો સંશોધકો આશ્રય કરી રહ્યા છે. આવા પ્રકારના સંશોધનની આવશ્યકતા ગુજરાતી વિદ્વાનોને ત્રણ પચીશી પૂર્વેથી સમઝાયેલી છે. સ્વ. નવલરામભાઈએ મામેરૂં સંપાદિત કર્યું, તેમાં એ પદ્ધતિનો આશ્રય કરવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ તેનું સાચું સ્વરૂપ (જો કે પ્રેમાનંદના દશમ સ્કંધમાં તેનો જોઈયે તેવો અમલ થયો હોય, તેમ પકડી શકાતું નથી, છતાં તેની ભૂમિકામાં જણાવ્યા પ્રમાણેનું) સ્વ. કવિ નર્મદાશંકરે ડૉ. બ્યૂલરની મદદથી આપણને આપ્યું છે. એ ઉપયોગી હોવાથી અહીં આપવામાં આવે છેઃ—

I. Of all copies at hand, the one from the birth-town of the author or from the place he had visited or resided in, should be made the basis of the edition as being the most trustworthy.

II. If the oldest should turn out to be unintelligible in most passages or corrupt, then it should be set aside. Help then should be looked for them from the next oldest and next best copies.

III. A close and attentive study of the style and language of the poet should be used to correct passages, which might remain unintelligible in spite of a collation of all the MSS. copies.

IV. [1]The principle of the " Lectio Doctior "was to be adhered to very strictly. It was settled that apparently difficult readings of the MSS. were to be prefferred in every case to the more easy corrections of the younger copies. Hence verses metrically too long or too short which might be found in all the copies, should be kept, in case, they could not be reduced to the proper length by slight alternations.

V. Words used as expletives in recitation to be omitted

( પૃ. ૨ )

સ્વ નર્મદાશંકરે નક્કી કરેલા આ નિયમો ઉપરથી દશમ સ્કંધના સંપાદનને માટે જે કાંઈ વિશેષ નિયમો પાળ્યાનું તે ગ્રંથની અંગ્રેજી ભૂમિકામાં જણાવ્યું છે, તે તેમણે ડૉ. બ્યૂલરને મોકલેલા; તે પણ અહીં ઉપયોગી જણાયાથી ઊતારૂં છું:—

The foregoing rules and the remarks on the copies were approved by Dr. Buhler, and the editor then commenced in the following manner:—

I. The matter of the standard copy was copied out for printing.

(a) The running stanzas were seperated into lines keeping the illegible or unintelligible parts as they were in the copy.

(b) The spelling of the innumerable Sanskrit and Prakrit words corrupted by the copyist and altered by his provincialisms as corrected. For examples

---

૧. આ વાક્યમાંથી ભૂતકાળની રચના જરૂર પ્રમાણે વિધ્યર્થની અને વર્તમાનકાળની કરી નાખવાથી તે નિયમ સર્વવ્યાપક થાય છે.

'કૃત્રિમ યે કૃત્યંમ' was changed to 'કર્તુંમકર્તું' or 'કૃત્રિમ અકૃત્રિમ' as might be suggested by the context, 'સ્થાનુ સેસ્રસીરસા' to 'સ્થાણુ સહસ્રશીર્ષા,' 'માયા કંપ' to 'માયા પંક', 'સંકરક્ષેણ' to 'સંકર્ષણ', 'અસ્વસ્થ' to 'અશ્વત્થ', 'આગ્દ્રે' to 'આર્દ્ર', 'સગ્રહ' નો 'સંધાર' or 'સંહાર', 'નિત-નિત નેત નેત', to 'નેતિ નેતિ', ઉત્પક્ત' to 'ઉત્પત્તિ', 'મુખંકગામી' to 'મૂખકગામી', 'મરકપ' to 'મરકત (મણિ)' or 'મર્કટ', 'કેવણી' to 'થમણી', 'બાહુર્ના' to 'બાહુર્ના', 'સુક' to 'સુખ', 'સકે' to 'સુખે' or 'સકે', 'ધરણા' to 'ધરતાં', 'કલ્યાન' to 'કલ્યાણ', 'યે કુંવરી' to 'એ કુંવરી', 'વો વાજે છે' to 'ઓ વાજે છે', &c., &c., &c.

(c) In cases where prakrit words were spelt in various ways by the copyist, a uniform system was followed: સર્વ which sometimes appears as સવ is uniformly written સર્વ; સોમણુ-સ્રોવણ, રૂષ્પ-રૂદ્ય, સઠગ are written સુવર્ણ, હૃદય શિથિલ &c.

(d) The indiscriminate use of the nasal dots and શ, ષ, સ as well as one of the letter ሀ for ઇ and ળ as particularly attended to.

II. Secondly each verse from the new made copy was read before the two persons who read the same from the other copies and thus the readings were compared, discussed and the text settled.

(a) When the reading of the standard copy was corroborated by that of every other MSS., the former was only touched for metrical punctuation and correction of words if essential.

(b) When the reading of the standard copy differed from that of some other or of all, the context was at first thoroughly ascertained, the sense with its sentiment of each reading was duly

considered and the rythm and rhyme were also taken into account to determine the text. This was the difficult stage of the work of editing and rendered more so by the observance of the rules previously settled.

× × ×

(c) The most important of the various readings of the younger MSS. expecially in those passages where the corrections of the standard copy seemed doubtful, the insertion of verses left out by the standard copy, the re-arrangement of the disorganised stanzas, all these points have been given in the footnotes.

[ પૃ. ૩-૪ ]

કવિએ દશમ સ્કંધના સંપાદનમાં જે નિયમોનું પાલન કર્યું છે, તેમાંના લગભગ બધાજ શાસ્ત્રીય છેઃ ૧. કવિની જન્મભૂમિની અથવા તો કવિએ જ્યાં જ્યાં પ્રવાસ કર્યો હોય તે તે સ્થળમાંથી મળેલી જૂનામાં જૂની પ્રતને પ્રમાણભૂત માનવી; ૨. તેવી પ્રત ખામી ભરેલી હોય ત્યાં તે પછીની પ્રતનો ઉપયોગ કરવો. આ બે નિયમો દરેક પ્રસંગમાં ફળીભૂત કરી શકાતા નથી. કેટલીક વાર એવું બને છે કે જૂનામાં જૂની પ્રત હોય છતાં તે અશુદ્ધ હોય છે અને પાછળની પ્રત હોય છતાં શુદ્ધ અને કવિના સમયની ભાષાનું સંપૂર્ણ પ્રમાણમાં નહીં તો થોડા ઘણા પ્રમાણમાં અનુસરણ કરનારી હોય છે. વજિયાની સીતાવેલની આવી એક પ્રત (फा. ६४ क) શ્રી ફાર્બસ સભામાં સાં ૧૭૧૧ માં નકલ કરાયેલી છે, જેમાં ભાષા અર્વાચીન ગૂજરાતીની આરંભની ભૂમિકારૂપે (એટલે કે પ્રેમાનંદના સમયમાં તેના કાવ્યોની પ્રાપ્ત થતી ભાષાને અનુરૂપ ભાષા) પ્રાપ્ત થાય છે, જ્યારે તેનાં પછી સં. ૧૭૩૩ લગભગ નકલ કરાયેલી શ્રી અંબાલાલ બુ. જાનીની નં. ૭૦ ક્ષની પ્રતમાં એજ સીતાવેલની ભાષા એથી પૂર્વની ભૂમિકાની એટલે કે મધ્યકાલીન ગૂજરાતીની ચોથી ભૂમિકાની છે.

અમુક સમયની અમુકજ ભાષા છે, એવો નિર્ણય કરવામાં પણ કોઈ વાર ભારે મુશ્કેલી આવી પડે છે. ગૂજ. વર્ના. સો.ની द. ६९ની પ્રતમાં

નરસિંહનાં ૧૪ પદો મળે છે. તેમાં થોડાજ અપવાદ સિવાય તદ્દન નવી ભાષા મળે છે; જ્યારે તેજ પ્રતમાં આપેલા રામદાસસુત મન્યના અંબરિષ-આખ્યાનની ભાષા મધ્ય ગૂજ.ની ત્રીજી ભૂમિકામાં છે. આ બંને કાવ્યો એકજ હાથે લખાયેલ છે અને અંબરિષ-આખ્યાનને અંતે વિ. સં. ૧૬૬૮ મળે છે. એ પછી છેક સં. ૧૭૩૩ અને ૧૭૪૫માં નકલ કરાયેલી હારમાળા (અનુક્રમે નં. ૭૦ અને ફૂલી એક પ્રત)માં ભાષા મધ્ય ગૂજ.ની ૩જી ભૂમિકા (૪થી ભૂમિકાની સ્વરૂપ છાંટવાળી) મળે છે. આ વિષયમાં મહાભારત ગ્રંથ ૨જાની પ્રસ્તાવનામાં મારા તરફથી પુષ્કળ ચર્ચા આપવામાં આવી છે, તે તરફ તજ્જ્ઞોનું ધ્યાન ખેંચું છું.

એટલે જે સમયનીજ દૃષ્ટિએ હાથપ્રતોની પ્રતિષ્ઠિતતાનો વિચાર કરવા જઈયે, તો કેટલાક પ્રસંગોમાં થાપ ખાવી પડે છે. કવિએ સૂચવેલો ત્રીજો નિયમ કવિની શૈલી અને ભાષાને લગતો છે. જૂની પ્રત પરથી સમાધાન મળી જતું હોય તો ભાષા અને શૈલીનો પ્રશ્ન રજૂ કરવા જરૂર નથી, એમ એમના ત્રીજા નિયમનો ધ્વનિ સમજાય છે. ભાષાના વિષયમાં એકદમ ચોક્કસપણું મેળવવું એકંદર કઠિન છે, એમ મારો અંગત અભિપ્રાય છે. શૈલીના વિષયમાં એટલું લખવું પ્રાપ્ત થાય છે કે છૂટાંછવાયાં પ્રતીકોના પાઠ નક્કી કરવાને માટે શૈલી કામ આવી શકે નહીં. શૈલીમાં જૂના કવિઓના વિષયમાં મુખ્યત્વે એકજ વસ્તુ પકડાઈ છે અને તે માત્ર એજ કે અમુક વર્ગનો કવિ પોતાની ભાષામાં તત્સમ શબ્દો તરફ ઝોક લેતો હોય છે, તો અમુક વર્ગનો કવિ તદ્‌ભવ શબ્દની તરફ ઝોક લેતો હોય છે. છતાં દરેક પ્રસંગમાં એ વસ્તુ સિદ્ધવત જણાતી નથી, એટલે પાઠાંતરો નક્કી કરવાના વિષયમાં કવિએ ચોથા નિયમમાં બતાવેલી વીગત તરફ જોવું સ્વાભાવિક પ્રાપ્ત થાય છે. જૂની પ્રતનો અઘરો શબ્દ નવી પ્રતમાં સરલ શબ્દે પૂરાયો હોય તો નવી પ્રતના સરલ શબ્દને રજા આપી જૂના અઘરા શબ્દને માન્ય કરવો, એ એમનો કહેવાનો આશય છે. અઘરો શબ્દ અહીં બે અર્થમાં સ્વીકારવો જોઈયે: ૧. ભાષાની દૃષ્ટિએ જૂના સ્વરૂપવાળો અને તેથી અઘરો દેખાતો અને ૨. અર્થસ્વરૂપની દૃષ્ટિએ અઘરો. આવા શબ્દોને સ્થાને પાછલા લહિયાઓએ કેટલીકવાર તેજ અર્થના સરલ શબ્દ પ્રયોજ્યા હોય છે. છંદની દૃષ્ટિએ કાંઈ પણ ફેરફાર ન કરતાં મૂળ પ્રત પ્રમાણે, જે ચરણો લાંબાં ટૂંકાં હોય તે રાખવાં, એ વસ્તુ જૂના સંશોધનના વિષયમાં મહત્ત્વની છે. આમ, છતાં સ્વ. નરસિંહરામભાઈએ

'મામેરા'ના સંપાદનમાં સ્વીકારેલા *૬ઠ્ઠા નિયમ પ્રમાણેના ચોકખા વધારે થઈ પડતા લાગતા શબ્દોને કાઢી નાખવાનું અથવા તો રાખવાનો આગ્રહ હોય તો નાના કૌંસમાં લઈ લેવાનું ધોરણ સ્વીકારવામાં બાધ ન હોવો જોઈએ. હું માનું છું કે સ્વ. કવિ સ્વરૂપ ફેરફારથી તેવાં લાંબાંટૂંકા પદોને સરખાં કરવાનો જે અપવાદ માત્ર નોંધે છે, તે સ્વ. નવલરામભાઈના આ નિયમનોજ અનુવાદ માત્ર હોય. આ પદ્ધતિ સ્વીકારવામાં મૂળ ગ્રંથકારને હાનિ પહોંચાડવામાં આવે છે, એમ ન માનવું જોઈયે બીજું કાંઈ નહીં તો એટલું તો ચોક્કસ કે સારો કવિ કાવ્ય બનાવે છે, તે છન્દઃશાસ્ત્રની દૃષ્ટિએ તો શુદ્ધ હોયજ. અને તેથીજ તેની કવિતામાં વધી પડતા શબ્દો જણાતા હોય તો તે તેના તો નજ હોય. અને તેથી તે નીકળી જાય તો કૃતિ નિર્દુષ્ટ વધૂ બને છે. આમ છતાં તેને ન કાઢી નાખવાનો સિદ્ધાંત આદરવો હોય તો ઊપર બતાવ્યા મુજબ કૌંસમાં લઈ શકાય.

શુદ્ધિના વિષયમાં સંપાદનમાં કેટલીક ભારે મૂંઝવણો છે. કવિએ સૂચવેલા દશમ સ્કંધના સંપાદનમાંના પાછલા બે નિયમોમાંના ૧ લાના (b)માં શબ્દની જોડણી શુદ્ધ કરી લેવાનો વિષય ભારે ચર્ચાસ્પદ છે. શબ્દોને કેટલી હદ સુધી સુધારી લેવા એ પ્રશ્ન છે. એમણે આપેલા ઉદાહરણમાં સોવ્રણ આપેલો છે, અને તેમણે દશમસ્કંધમાં તેને શુદ્ધ કરી સુવર્ણ કરી લીધો છે. કેટલીકવાર એવું બને છે કે છન્દ સોવ્રણજ માગતો હોય છે. છન્દજ એ માગતો હોય તો કવિએ સોવ્રણ શબ્દ વાપર્યો હશે કે સુવર્ણ? આ કરતાં તો છન્દનું બંધારણ વિકૃત શબ્દને રાખવા ચાહતું હોય તો તેને ન બદલવો એ યોગ્ય માર્ગ થઈ રહે. અથવા આના સમાધાનનો માર્ગ તો એમ કે સંશોધક શબ્દને શુદ્ધ કરવા માગતો હોય તો તેણે તેમ કરી એ ભ્રષ્ટ શબ્દ નીચે પાદટીપમાં નોંધી લેવો કે જેથી અભ્યાસીને માટે તેનો માર્ગ મોકળો રહે. "જ્યાં હસ્તદોષ અથવા બુદ્ધિદોષ ખુલ્લો માલૂમ પડે ત્યાં તે દોષ સુધારી લેવો, અને પછી તે પ્રતની સંમતિ કઈ તરફ આવે છે તે જોવું" એ સ્વ. નવલરામે આપેલા નિગમમાં તે શબ્દ અન્યત્ર કાવ્યમાં બીજે સ્થળે વધૂ પ્રમાણમાં કેવા સ્વરૂપમાં પ્રયોજાયો છે, તે જોવાનું સૂચત છે, તે આવકારવામાં આવે તો પછી બહુજ ઓછી મુશ્કેલી રહે. સ્વ. નવલરામભાઈએ "ઘણું કરી ઘણી પ્રતમાં જે પાઠ હોય તે કબુલ કરવો" એવું વિધાન કર્યું છે, તેને જરા વિસ્તૃત કરતાં ઘણી ને બદલે એક કરતાં વધારે જૂની એટલો સુધારો કરી લેવામાં આવે તો ઝગડો

* જુવો પ્રસ્તાવનામાંજ પૂર્વે પૃ. ૧૨ની પાદટીપમાં.

બહુ નજ રહે. શબ્દ હોય કે વાક્યખંડ હોય એ બધાને માટે આ નિયમનો ઉપયોગ કરવો સલામત છે.

સ્વ. કવિએ દશમ સ્કંધના સંપાદનમાં I (d) માં જણાવ્યા પ્રમાણે અનુસ્વાર ( મોટે ભાગે અનુનાસિક ઉચ્ચારણ માટેના બિન્દુ ) શ,ષ,સ અને લ-ળ ના વિષયમાં જે માર્ગ ગ્રહણ કર્યો છે, એ સંપાદનની શાસ્ત્રીયતાથી વેગળે જતો લાગે છે. મને અનેક પ્રતો જોવાનો પ્રસંગ મળ્યો છે. તેમાં સાનુનાસિક ઉચ્ચારણ વ્યવસ્થિત રીતે અમુક સ્થળે રહેલું જોવામાં આવ્યું છે. મધ્યકાલીન ગૂજરાતીની ચોથી ભૂમિકા સુધી તો એ અવિચ્છિન્ન રહ્યું છે; પરંતુ સં. ૧૭૫૦ પછીની પ્રતોમાં છેક કવિ દયારામના હસ્તાક્ષર સુધી પ્રાયઃ શુદ્ધ પ્રતોમાંય એ બિંદુ સારા પ્રમાણમાં જોવામાં આવ્યું છે; જ્યારે વાણિયાશાઈ લખાણોમાં જેમ બીજી અનેક ઉપયોગિતાનું દુર્લક્ષ્ય થયું હોય છે, તેમ આનું પણ દુર્લક્ષ્ય થયું છે. એ ઉચ્ચારણ તળ ગૂજરાતમાં અત્યારે પણ નષ્ટપ્રાય છે, તેથી એ ભૂલ છે એમ માનીને સંપાદકોએ સંપાદનોમાંથી કાઢી નાખ્યું હોય છે. રત્નેશ્વરના ભાગવત પ્રથમ-દ્વિતીયસ્કંધની ह ની પ્રતમાં મને એ મળેલું. તેના સંપાદનમાં મેં પ્રેસકોપીમાં તે સાચવેલું: પણ અમુક વિશિષ્ટ સંયોગોમાં મારે તેનો અનિચ્છાએ ત્યાગ કરવો પડેલો. જેવો અનુસ્વાર ( સાનુનાસિક ઉચ્ચારણ ), તેવો જ શ,ષ,સનો કિસ્સો છે. આમાંનો શુદ્ધ ષ માત્ર વિધિ સિવાય મધ્યકાલીન ગૂજરાતીમાં ખાસ દેખાતો નથી; અર્વાચીન ગૂજરાતીની આરંભની ભૂમિકાની હાથપ્રતોમાં અત્યાર સુધી મારા જોવામાં ખાસ આવ્યો નથી. તેનું સ્થાન ઉચ્ચારણ પ્રમાણે શ અથવા સ એ લીધું છે. ખુદ શ ની પણ તેવીજ હાલત છે. તેને સ્થળે સ મળે છે; માત્ર સંસ્કૃત હોય કે તદ્‌ભવ હોય, તેમાં ખાસ ભેદ વિના વિકલ્પે ઇ-એ પૂર્વે સ ને બદલે શકાર મળે છે. આ ભાષાના ગૂજરાતીપણાને આભારી છે. અને અત્યારે આપણે જ્યાં જ્યાં ળ બોલિયે છિયે, તે બધાં સ્થળોમાં હાથપ્રતોમાં લજ મળે છે. હાથપ્રતો ઉપરથી ળ-વાળા શબ્દો કોઈ રીતે મેળવી શકાય તેમ નથી. આમ સંપાદકોને આ ત્રણ વસ્તુ ભારે મૂંઝરી રહી છે. આ ત્રણે વસ્તુના વિષયમાં એકવાક્યતા લાવવી હોય તો ઉપર પાઠાંતરો નક્કી કરવાના વિષયમાં જે માર્ગ સલામત ગણવામાં આવ્યો છે, તેનોજ આશ્રય કરવો હિતકર છે.

અત્યારે ગૂજરાતી કાવ્યોનું સંપાદન થાય છે, તેમાં એકવાક્યતા જણાતી નથી. સંપાદન વિશેના વિશિષ્ટ નિયમો સર્વમાન્ય થાય તેવા

સંશોધકો તરફથી નક્કી થયા નથી, અને તેથી સૌ સૌને માર્ગે વિચરે છે. અને એની ખરી અગવડ અભ્યાસીઓને થાય છે. દાખલા તરીકે પ્રેમાનંદ-નાંજ કાવ્યો લઈયે. તેની સારી રીતે સંશોધિત થયેલી આવૃત્તિ રણયજ્ઞ, સુદામાચરિત્ર અને બાર માસની મળે છે. બાર માસ દી. બ. સ્વ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ મહોદયે તૈયાર કરેલા છે. એક બાજૂ બારમાસ અને બીજી બાજૂ રણયજ્ઞ અને સુદામાચરિત્ર છે. આ કાવ્યો હાથમાં આવતાં એક જાણે કે છેક પ્રેમાનંદના સમયની કૃતિ છે એમ જણાય જ્યારે બીજાં અર્વાચીન છેલ્લી ભૂમિકાને પ્રધાન રાખી થયેલાં હોવાથી (જોકે એમાં Critical સ્વરૂપ પૂરતા પ્રમાણમાં છે છતાં) જાણે કે આ સૈકામાં થયેલા કવિની કૃતિનો ખ્યાલ આપે છે. આમાં સંપાદક દોષિત છે, એમ કહેવાનો મારો જરા પણ આશય નથી; જે વિસંવાદ છે એ દષ્ટિભેદનો છે. આવા દષ્ટિભેદ ન થાય, એ ખાતર સર્વમાન્ય નિયમો તૈયાર થવાની ખરી આવશ્યકતા છે.

મતભેદને સ્થાન હોય છતાં પણ દી. બ. કેશવલાલ ધ્રુવની દેખરેખ અને સલાહ પ્રમાણે તૈયાર થયેલ 'કાન્હડદેપ્રબંધ', એમનાંજ સંપાદિત 'પંદરમા શતકનાં ગુર્જર કાવ્યો', ભાલણની 'કાદંબરી', પ્રેમાનંદના 'બાર માસ' એ વગેરેમાં સ્વીકારાયેલું ધોરણ બહુમાન્ય થવાને પાત્ર છે. "પંદરમા શતકનાં ગુર્જર કાવ્યો"માં એમણે અનુસ્વારનો પરસવર્ણ અને શ-ષ-સ-હ-ર પૂર્વે અને પદાન્તે આવતા અનુસ્વાર (તીવ્ર ઉચ્ચારણ)ને સ્થાને ~ એ અનુસ્વારની પૂર્ણતા સૂચવવા પ્રયોજેલ છે. આ ધોરણ ઉચ્ચારણની દષ્ટિએ ઉપયુક્ત હોવાથી તેમણે પ્રયોજ્યું છે. એ પદ્ધતિનો સ્વીકાર કરી મારા તરફથી સંપાદિત થયેલાં મહાભારતના ગ્રંથોમાં, રત્નેશ્વરના ભાગવત-પ્રથમ દ્વિતીય સ્કંધમાં અને ભીમના પ્રબોધપ્રકાશમાં અનુસ્વારનો પરસવર્ણ અને પરસવર્ણ ન થઈ શકતો હોય ત્યાં 'પેલૂં' મીંડું પ્રયોજવામાં આવેલ છે; અને એક વિશિષ્ટતા તરીકે ડ-ઢ નાં મૂર્ધન્ય-તર ઉચ્ચારણો એ ભાષામાં હતાં એમ માની નુકતાથી બતાવ્યાં છે એ ઉપરાંત લઘુપ્રયત્ન હ જ્યાં જ્યાં છન્દના માપમાં વધી પડતો લાગ્યો છે છે ત્યાં ત્યાં પ્રાયઃ ખોડો કરી લખેલ છે. આવા પ્રકારની પ્રયોજના તરફ અદ્યાપિ ટીકા નથી થઈ; એટલે એમ માની લઈયે કે સંપાદક બંધુઓને એની સૂગ નહીં હોય. આટલૂં છતાં સંપાદક આટલી છૂટ પણ લઈ શકે કે નહીં, એ પ્રશ્ન વિચારણીય છે, મારા તરફથી એટલી છૂટ લેવામાં આવી છે અને મહાભારતના છપાયેલા ગ્રંથો એ એકજ ધાટીએ છપાયા છે અને બાકીના બે પણ એકવાક્યતા સાચવવા એ પદ્ધતિએ છપાશે; એમ---

છતાં પણ અત્યારે મને એમ લાગે છે કે એટલી છૂટ પણ લેવાની ન જોઇયે. એમાં મને ભાષા અને લેખનની ઐતિહાસિકતા પર આઘાત કરવા જેવું લાગે છે. તત્કાલીન લેખનશૈલીને તદ્રૂપ દશામાં અભ્યાસીઓ સમક્ષ રજૂ કરવી જોઇયે; એમાંજ ખરી ઐતિહાસિકતા સચવાય છે; એવો મારો અભિપ્રાય અત્યારે બંધાયો છે. જે છૂટ લેવામાં આવી છે, એ ખરેખર વધી પડતી છે. હવે પછીનાં સંપાદનોમાં પ્રતોની ઐતહાસિકતા જળવાઇ રહે, તેવું કરવા તરફ મને પૂર્ણ આદર જાગ્યો છે. અને મહાભારત સિવાયનાં બીજાં સંપાદનોમાં ઐતિહાસિક તત્ત્વ સચવાઈ રહે તેવી પદ્ધતિનો સમાદર કરવાનો હું પ્રથમ હિમાયતી બનવા ઉદ્યત છું. મારા મિત્રો શ્રી. મધુસૂદન ચીમનલાલ મોદી અને શ્રી. ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા પણ આજ મતના હિમાયતી છે, જે શ્રી. મોદીએ એમના સંપાદકીયત્વે તૈયાર થતી <u>ગુર્જરરાસાવલીમાં</u> અને શ્રી. સાંડેસરાએ સંપાદિત કરેલાં 'રૂપસુંદરકથા' અને વીરસિંહના 'ઉષાહરણ'માં સ્વીકારેલી પદ્ધતિએ જાણી શકાય છે. સ્વ. નવલરામભાઇએ આપેલા બે નિયમઃ ૧. "પોતાની તરફનો એક અક્ષરે ન ઉમેરવો" અને ૨. "ઘણું કરી ઘણી પ્રતમાં જે પાઠ હોય તે કબુલ કરવો", એ બંને, કાવ્યની ઐતિહાસિકતાને જાળવવામાં ઉપયોગી છે. (ઘણીને સ્થળે એક કરતાં વધારે જૂની એ સુધારો અગાઉના પૃષ્ઠોમાં સૂચવાયો છે, તે અહીં અનુસંધિત કરવો.) એ વસ્તુ એ બંને ભાઇઓને સ્વીકાર્ય છે, એ હર્ષનો વિષય છે; અને કવિનો સમય આજે આપણે બોલિયે-ચાલિયે તેવોજ હતો કે તેમાં કાંઇ ભેદ હતો એનો નિવેડો લાવવા કોઇ પ્રયત્ક્ષ પુરાવાની સંભાવના ન હોવાથી કેવળ હાથપ્રતો ઊપરજ આધાર રાખ્યા વિના છૂટકોજ નથી.

આ ક્ષેત્રમાં પાયા પછી છેલ્લા આઠ વર્ષના અનુભવ બાદ સંપાદનમાં કયા નિયમોની આવશ્યકતા છે, તે વિષયમાં જે વારંવાર ઘડમથલ થઈ છે, તેનો નિચોડ આ પ્રમાણે છેઃ—

૧. સંપાદિત કરવાના ગદ્ય કે પદ્યની એક જ નકલ મળતી હોય તો તે એક, એક કરતાં વધૂ નકલો મળતી હોય તો તેમાંની સૌથી જૂનીને પ્રમાણભૂત ગણી નકલ તૈયાર કરવી જૂની પ્રત શુદ્ધ ન હોય તો ઉત્તરોત્તર શુદ્ધ પ્રતને પ્રમાણિત ગણવી.

નોંધ—સંપાદકોને અહીં મોટો પ્રશ્ન એ ઊભો થાય છે કે જૂની પ્રતોમાં શુદ્ધ પ્રતો કઇ. ભિન્ન ભિન્ન સંપાદનોમાં જે કાંઇ પણ વિસંવાદ ઊભો થાય છે, તે આ છે. મધ્યકાલીન ગૂજરાતી ભાષાની હાથપ્રતો માં ૧૭૫૦

પછીની અર્વાચીન ગૂજરાતી ભાષાની હાથપ્રતોની અપેક્ષાએ શુદ્ધ હોય છે; એમ અનુભવ ઉપરથી જોવામાં આવ્યું છે. આ ભાષાનાં વ્યવસ્થિત વ્યાકરણોને અભાવે અભ્યાસીઓને ભાષાસ્વરૂપ નક્કી કરવામાં અગવડ પડે છે, એ જાણવામાં છે. એમ છતાં સ્વરૂપ નક્કી કરવું એ મુશ્કેલી ભરેલું તો નથીજ. એ ભાષાના સતત પરિચયમાં આવવાથી એ સુગમ થઈ પડે છે. મધ્યકાલીન ગૂજરાતીના સંબંધમાં મારા તરફથી મહાભારત–ગ્રંથ ૨ જાની પ્રસ્તાવનામાં આપવામાં આવેલો પ્રયાસ આ દિશામાં જરૂર માર્ગદર્શક નીવડે તેવો છે. ડૉ. ટેસિટોરીએ "ઇન્ડિઅન ઍન્ટિકરી"ના ૧૯૧૪–૧૫–૧૬ વર્ષના અંકોમાં "પશ્ચિમ રાજસ્થાનીનું વ્યાકરણ" આપ્યું છે. એ જોવામાં આવે તો મધ્યકાલીન ગૂજરાતીની પ્રથમ ભૂમિકા–**मुग्धावबोधम् औक्तिकम्**માં પ્રયોજાયેલી ભાષાનું સ્વરૂપજ્ઞાન અત્યંત સુગમ થઈ પડે. એની સાથોસાથ મારા તરફથી સૂચવ્યા મુજબની (મહા. ગ્રંથ ૨ જાની પ્રસ્તાવનામાંની) બાકીની ત્રણ ભૂમિકાઓની રૂપરેખા વાંચી જવામાં આવે તો સમગ્ર મધ્યકાલીન ગૂજરાતીનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં જરા જેટલી પણ મૂંઝવણ ન રહે. આ પ્રમાણે મધ્યકાલીન ગૂજરાતીનું જ્ઞાન મળ્યા પછી અભ્યાસીઓને અર્વાચીન ગૂજરાતીની આદ્ય ભૂમિકા સં. ૧૭૦૦ થી છેક સં. ૧૯૦૦ સુધીનીનું જ્ઞાન આવશ્યક બને છે. મધ્યકાલીન ગૂજરાતીની ચોથી ભૂમિકામાં અર્વાચીન ગૂજરાતીના સમગ્ર અંશોનો આરંભ થઇ જાય છે. કેટલાક અંશો મધ્યકાલીન ગૂજરાતીની છેલ્લી ત્રણે ભૂમિકામાં જે સામાન્ય છે, તે પણ જરા જેટલા બદલા વિના અર્વાચીન ભૂમિકામાં ઊતરી આવ્યા છે. તેનો મર્મગ્રાહી દૃષ્ટિથી અભ્યાસ કરી લેવામાં આવે તો સં. ૧૭૦૦ થી ૧૯૦૦ સુધીની ગૂજરાતીનું શાસ્ત્રીય જ્ઞાન પ્રાપ્ત થાય. એ ગાળાની ભાષાનું સ્વરૂપ કેવું હોવું જોઇયે, તેનું શાસ્ત્રીય સ્વરૂપ દી. બ. સ્વ. કેશવલાલ હ. ધ્રુવે પ્રસિદ્ધ કરેલા પ્રેમાનંદના "બાર માસ"માં, શ્રી. ભોગીલાલ જ. સાંડેસરાએ સંપાદિત કરેલી 'રૂપસુંદરકથા'માં, મારા તરફથી સંપાદિત થયેલ રત્નેશ્વરના 'ભાગવત પ્રથમ–દ્વિતીય સ્કંધ'માં, સ્વ. કવિ નર્મદાશંકરે સંપાદિત કરેલા "દયારામકૃત કાવ્યસંગ્રહ"માં, શ્રી. અંબાલાલ બુ. જાનીએ સંપાદિત કરેલા કેશવદાસના "કૃષ્ણક્રીડાકાવ્ય"માં તેમજ શ્રી. મંજુલાલ મજમૂદારે સંપાદિત કરેલા "સુદામાચરિત"માં (જોકે તેમાં અર્વાચીનતાની છાંટ મારવાનું તેમણે લક્ષ્યું છે) પ્રાપ્ત થાય છે. બેશક એમાંના કોઇકમાં અર્વાચીન ગૂજરાતીની સાં. ૧૯૦૦ પછીની ભૂમિકાની છાંટ જાણ્યે અજાણ્યે ઘૂસી ગયેલી પ્રાપ્ત થાય છે; પણ હાથપ્રતોના

સૂક્ષ્મ અભ્યાસથી એ ક્ષતિ દૂર કરી શકાય તેમ છે. માત્ર સંપાદકોએ નવી દષ્ટિ દૂર કરી જૂની દષ્ટિનો સમાદર કરવો જોઈએ, ભાષાની શાસ્ત્રીયતા સાચવવાને માટે હ્રસ્વ દીર્ઘ ઇકાર, લઘુપ્રયત્ન યકાર, લઘુપ્રયત્ન હકાર વગેરેનાં સ્વરૂપોનો યથાસ્થાન પરિચય અત્યાવશ્યક છે. એમાં સેવવામાં આવતી બેદરકારીને અંગેજ સંપાદનો શાસ્ત્રીય અથવા તો તત્કાલીન ભાષાસ્વરૂપનો આદર્શ રજૂ કરવા સમર્થ થતાં નથી; એટલા માટેજ કુંભકર્ણની એ નિદ્રામાંથી આપણા સંશોધકોએ જાગવાની અનિવાર્યતા છે. આપણાં સંપાદનો મારફત તત્કાલીન ભાષાનું જ્ઞાન અભ્યાસીઓને મેળવવાનું હોવાથી આપણે સાવચેતી અને સાવધાન રહેવું આવશ્યકજ છે.

૨. એ પ્રમાણે સ્વીકારેલી મૂળ પ્રતનો પાઠ સંદિગ્ધ રહેતો હોય તો તે પછીની પ્રતનો પાઠ પસંદ કરવો. પ્રત માત્ર એકજ હોય અને પાઠ સંદિગ્ધ હોય તો તેવા પાઠની બાજુમાં (?) કૌંસમાં આમ પ્રશ્નચિહ્ન મૂકવું. સંગતિ ઉપરથી જો પાઠ સુધરી શકતો હોય તો તે પાદટીપમાંજ મૂકવો; સુધારેલો પાઠ મૂળ કાવ્યમાં દાખલ કરવો નહીં.

અપવાદઃ—એક કરતાં વધુ પ્રતો મળતી હોય, જૂની પ્રતનો પાઠ સંદિગ્ધ હોય અને તે કરતા સારો પાઠ પછીની પ્રતોમાં મળતો હોય તો કાળક્રમ વટાવીને પણ વધુ પ્રતોની જેને સંમતિ હોય તેવો પાઠ સ્વીકારવો.

નોંધઃ—કવિના હાથનીજ પ્રત હોય તો કોઈ શંકાનું કારણુ રહેતું નથી; પરંતુ આવો પ્રસંગ અત્યંત વિરલ હોય છે. કેટલીક વાર એવું બને છે કે જૂની પ્રતમાં પાઠ ભ્રષ્ટ હોય અને નવી પ્રત (જે સચવાતી જૂની પ્રત કરતાં પણ જૂની એવી પણ આપણા ન જાણવામાં આવેલી પ્રત ઉપરથી નકલ થયેલી હોય તે) જૂનો સારો પાઠ સાચવી રહી હોય. આવે વખતે સંગતિનો વિચાર કરવામાં સારો સંપાદક પછાત નથી રહેતો. ઘણાં કાવ્યોના સંબંધમાં આવું બન્યું છે. પ્રેમાનંદના "બાર માસ"ના સંપાદનમાં નડેલી આવી અગવડનો દી. બ. કેશવલાલ હ. ધ્રુવે એ કાવ્યની પ્રસ્તાવનામાં નિર્દેશ કર્યો છે. (પૃ. ૩) તેમજ શ્રી મંજુલાલ મજમુદારે "સુદામાચરિત"ના "બે બોલ"માં (પૃ. ૧૧) નિર્દેશ કર્યો છે, જ્યાં પ્રેમાનંદના સમયની ભાષા કરતાં જૂનું રૂપ આપવામાં આવ્યું હોય, તેવી પ્રતો મળેલી છે. સુદામાચરિતની વડોદરા સેન્ટ્રલ લાયબ્રેરીની પ્રત. સં. ૧૭૮૧ ની છે અને તેમાં મધ્યકાલીન ગૂજરાતીનો નરજાતિનો ઉ કાર

સારી રીતે દેખાઈ છે. સં. ૧૭૧૧ ની નાકરના વિરાટ પર્વ (ફૉ. ૧૪ ક) વગેરે હાથપ્રતો ભાષાનું અર્વાચીનત્વે સ્પષ્ટ આપતી હોય, તેજ કાળમાં પ્રેમાનંદનાં કાવ્યમાં, સં. ૧૬૨૫ આસપાસની પ્રતોમાં મળતી ભાષા મળે તો તેને પ્રેમાનંદની ભાષા કહેતાં ખરેખર અચકાવું પડે. આ વર્ણતેજ ઉપર સૂચવેલા બીજા નિયમ મુજબ વર્તવાની જરૂર પડે. આવી રીતે ભાષાને જૂનું સ્વરૂપ આપેલું મળે તે લહિયાઓની જૂની લેખનપદ્ધતિને કેટલાક દાખલામાં વળગી રહેવાના વલણને આભારી છે. ઉપર બતાવેલી "સુદામાચરિત" ની પ્રતનો લહિયો ભાટ છે, એટલે તેણે બાપદાદાની પદ્ધતિને જાળવી રાખી નવી જણાતી ભાષા અશુદ્ધ માની જૂનું સ્વરૂપ આપી દીધું હોય, તેમાં કાંઈ પણ આશ્ચર્ય નથી જૈન કાવ્યોમાં તો છેક ૧૯મા શતક સુધી જૂની ભાષાને વળગી રહેવાનું વલણ હતું તેવું માલૂમ પડ્યું છે. (જુવો પ્રેમાનંદના ૧૨ માસની પ્રસ્તાવના પૃ. ૩). છન્દો-બંધને બંધ બેસતું જૂનું શબ્દસ્વરૂપ કદાચ આવતું હોય તો તેને માટે કોઈ વાંધો ન હોય અને તે અસત્ય સ્વરૂપમાં ભલે રહ્યું હોય; પણ જ્યાં આખા કાવ્યની પંક્તિઓની પંક્તિઓની એ હાલત થઈ હોય ત્યાં વિવેક-બુદ્ધિનો ઉપયોગ કરવો જોઈયેજ.

૩. મૂળ પ્રતમાં જો સ્પષ્ટ હસ્તદોષ પ્રાપ્ત થતો હોય તો તે સુધારી લેવો અને હસ્તદોષની નોંધ નીચે પાદટીપમાં ( ) કૌસમાં પ્રશ્નચિહ્નથી આપવી. કોઇ શબ્દ, પદ, પંક્તિ, કડી કે કડીઓ તૂટતી હોય એમ સ્પષ્ટ લાગે તો જેની એક કરતાં વધુ પ્રત મળતી હોય તેમાથી ઉપર નિયમ ૧ અને ૨માં જણાવ્યા પ્રમાણે ઉમેરણી કરવી, પણ તે [ ] મોટા કૌસમાં જણાવવી. જો પ્રત એકજ મળતી હોય તો . . . . . . . ટપકાંથીજ સંતોષ માનવો.

નોંધ—હાથપ્રતોમાં ઠેરઠેર અનેક પાઠાંતરો મળે છે, તેનું કારણ મુખ્ય તો આજ હોય છે. જે પ્રત ઉપરથી લહિયો નકલ ઉતારતો હોય તે નકલમાં કીડાએ અક્ષરો કોતરી કાઢ્યા હોય અથવા કોઈ અન્ય કારણે ખાંચો પડયો હોય, તે સારો લહિયો પોતાની અકલથી સુધારી લેવાનો કેટલાક સંયોગોમાં પ્રયત્ન કરે છે. આવું થવાને કારણે પાઠાંતરો નવાં ઊભાં થાય છે. આપણે સંપાદનમાં પણ એવુંજ ચાપલ કરિયે તો આગળ જતાં એ પણ એક પાઠ બને છે, અને સંદિગ્ધતામાં ઓર ઉમેરો થાય છે. એટલે સર્વથી શ્રેષ્ઠ માર્ગ એજ છે કે તેવા ખંડિત ભાગમાં કોઇ પ્રતનું જો સાહાય્ય પૂરણી કરવા માટે ન મળતું હોય તો ફૂદડાં...જ મૂકવાં. જો કોઈ

અન્ય પ્રતનું સાહાય્ય હોય તો મોટા કૌંસમાં એ ભાગ મૂકવો.' બેશક આ વસ્તુનો એક રીતે નિવેડો લાવી શકાય; અને તે એ કે બીજી પ્રતમાંથી તેવો પાઠ મૂકી દેવો અને મૂળ પ્રતની ખામીનો નિર્દેશ નીચે પાદટીપમાં આપવો. આ નિસ્તાર એકજ ભૂમિકાની ભાષા સાચવી રાખતી પ્રત હોય તો સ્વીકારવામાં અડચણુ નથી હોતી; પરંતુ જ્યારે પ્રતોમાં ભિન્નભિન્ન ભૂમિકાની ભાષાએ મળે છે, ત્યારે ખરી મુશ્કેલી ઊભી થાય છે. મૂળ પ્રતમાં ભાષા મધ્યકાલીન હોય અને તેમાંનો શબ્દ–પદ કે પદાંશ તૂટતો હોય અને બીજી અર્વાચીન ભૂમિકાની પ્રતમાંથી પાઠ તેમાં ઊમેરવામાં આવે તો મૂળકાવ્ય વિકૃત સ્પષ્ટ સ્વરૂપે દેખાય. આવું સાંકર્ય ન થાય એ માટેજ તે ભાગ ખાલી રાખવો એ યોગ્ય લાગે છે આ નિયમના આરંભમાં હસ્તદોષનો જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે કાનો–માત્રા–કોઇ વર્ણ ઊડી ગયો હોય, તેમજ આપણને સ્પષ્ટ ખાતરી થતી હોય કે કોઇ વર્ણ એકને સ્થળે ભૂલથીજ બીજો લખાયો છે, તેજ સમયે આવી છૂટ લેવાવી જોઇયે. અહીં "સ્પષ્ટ ખાતરી" શબ્દ જરા સમજૂતી માગે છે. એ ખાતરી પાછળ તત્કાલીન ભાષાનો એટલે કે જે કાળમાં એ કાવ્ય રચાયું હોય અથવાતો જે કાળમાં રચાયું હોય તે કાળની પ્રત ન મળી હોય અને તે પછીના કાળની પ્રતને આપણે મૂળ પ્રત તરીકે ગણી હોય તો તે મૂળ પ્રતના સમયની ભાષા સાંચવતી અન્ય કાવ્યાદિની સર્વસામાન્ય પ્રતોમાં શુદ્ધ સ્વરૂપમાં તેરે શબ્દ મળતો હોય, તેવી સાવચેતી રહેલી સમઝવાની છે. અનુભવી સંશોધકોને આ વસ્તુ સુગમ છે, ભલે તે પછી તત્કાલીન ભાષાનો શબ્દકોશ અસ્તિત્વમાં હોયજ નહીં. આમ આ સુધારો કર્યા પછી મૂળ પ્રતની સ્થિતિનો અભ્યાસીને પરિચય આપવા માટે પાદટીપમાં એવી ક્ષતિ (?) પ્રશ્નચિહ્નથી નિર્દેશ કરવાનું મને વ્યાજબી લાગે છે. આ પાછળ આપણે પ્રમાણિત માનેલી પ્રતને યથાસ્વરૂપ પરિચય આપવાનો સિદ્ધાંત રહેલો છે, એમ મારૂં માનવું છે.

૪ સંપાદિત કરવાના કાવ્યને છંદોબંધનની દૃષ્ટિએ તપાસવું જરૂરનું હોવાથી જ્યાં જ્યાં સ્પષ્ટ સ્વરૂપે નકામા વધી પડતા શબ્દો દેખાય, તે શિષ્ટ કવિએ પ્રયોજ્યા ન હોય તેમ માની તેને કાઢી ન નાખતાં નાના કૌંસમાં મૂકવા.

**નોંધઃ**—જો, તો, જ્યાં, ત્યાં જેવા શબ્દો કેટલીકવાર લહિયા તરફથી દાખલ કરવામાં આવેલા હોય છે, તેને કાઢી નાખવામાં આવે તો તેથી કોઈ હાનિ નથી; અને ગ્રંથ નિર્દુષ્ટ બને છે; આમ છતાં કેટલીક વાર સામાન્ય કોટિના કવિએ તો માપના જ્ઞાનના અભાવે અને શિષ્ટ કવિએ

નંજ ઊમેર્યા હોય છતાં લહિયાએ અર્થસંગતિ ખાતર ઊમેરી લીધા હોય, તે કાઢી નાખવાથી પ્રતની સ્થિતિમાં ધાલમેલ કર્યાનું આરોપણ થાય છે; એટલેજ તેને સ્થાનભ્રષ્ટ ન કરતાં નાના કૌંસમાં રાખી લેવાનો માર્ગ સલામત છે. તે સંબંધમાં પાદટીપમાં નિર્દેશ કરવાની કોઈ આવશ્યકતા નથી.

૫. આવી રીતે છંદોબધનની દૃષ્ટિએ તપાસ કરતા કાંઇ ઊમેરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો ત્રીજા નિયમનૂં યથાશક્તિ પાલન કરવૂં; તેમ છતાં ખામી રહે તો [ ] મોટા કૌંસમા ઊમેરણી કરવી.

નોંધઃ—આ નિયમ ૩ જા નિયમમાં અંતર્ગત થાય છે; પરંતુ તેના કરતાં વધૂ અહીં વિશેષ એટલો છે કે અહીં એક કે એક કરતાં વધૂ પ્રતોમાંથી પણ પૂરણી અશક્ય બને, ત્યારે પૂરણી કરવી સ્વ. નવલરામભાઈ એ પોતાના નિયમોમાં "પોતાની તરફનો એકે અક્ષરે ન ઊમેરવો" એવો પ્રથમ નિયમ આપ્યો છે, અને પછી છઠ્ઠા નિયમમાં છંદના માપમાં વધી પડતા શબ્દોને કાઢી નાખવાની વાત કરી છે. જેમ કાઢી નાખવાના હોય, તેમ ઊમેરવાના પણ હોય, એ સ્વાભાવિક છે; અને તેથી ઊમેરણી કરવી પડે. આ પ્રસગે મૂળ પ્રતને ન્યાય આપવા, સારા શબ્દોમાં કહિયે તો ઐતિહાસિકતા જાળવી રાખવા માટે તેવી ઊમેરણી મોટા કૌંસમાં મૂકવી.

૬. મૂળ પ્રત ઉપરાંતનાં બધાં પાઠાંતરો અન્યાન્ય પ્રતોમા જે પ્રમાણે હોય તે પ્રમાણે અક્ષરશઃ પાદટીપમા નોધવા. તેવાં પાઠાંતરોમા અર્થસંદેહ રહેતો હોય ત્યાં બાજૂમાં (?) આ પ્રમાણે ચિહ્ન મૂકવૂં.

નોંધઃ—ઊપરના પાંચ નિયમોથી તૈયાર કરવામાં આવેલી નકલ કાવ્યનૂં સંપાદિત સ્વરૂપ રજૂ કરનારી થશે; પરંતુ જ્યાંસૂધી બીજી પ્રતોનાં પાઠાંતરો નોંધવામાં ન આવે ત્યાંસૂધી સંપાદન અધૂરૂં ગણાય હાથપ્રતોનાં જે પાઠાંતરો પ્રાપ્ત થાય, તે અક્ષરશઃ કાનોમાત્રાના પણ ફેરફાર વિના પાદટીપમાં નોંધાવાં જોઈયે. એમ ન થાય તો સાર્વત્રિક આવૃત્તિ નથી બની શકતી નથી.

આ ૭ નિયમોનૂં પાલન કોઈપણ હ. લિ. ગ્રંથ, તે પછી પદ્યમાં હોય કે ગદ્યમાં, તૈયાર કરવામાં આવશ્યક હોવાનૂં મને સમજાય છે. આવી રીતે તૈયાર થયેલૂં સંપાદન જરૂર પ્રતિષ્ઠિત બને અને એમાં કોઈને કાંઈ પણ કહેવાપણૂં કદી ઊભૂં ન થઈ શકે. પાશ્ચાત્ય સંશોધકો પ્રતોના પ્રત્યેક અક્ષરનૂં સપાદનમાં પ્રતિનિધિત્વ કિંવા રજુઆત ઇચ્છે છે અને તેઓએ સંપાદિત કરેલા ગ્રંથોમાં આ પ્રકારની પૂરતી ઝીણવટ જોવામાં આવે છે. અભ્યાસીઓને તુલનાત્મક જ્ઞાનમાં આવી ઝીણવટની અનિવાર્યતા છે..

ઉપરના નિયમો સર્વસાધારણ છે. કાવ્ય કે ગ્રંથને ખંડવાર સમજવા-ને માટે થોડા વિશિષ્ટ નિયમોનું પાલન અત્યારે સારા સંપાદકો કરી રહ્યા છે. એ નિયમો આ છે:—

૧. ગ્રંથસ્થ કોઈપણ વિચારનો આરંભ થતો હોય, તે પંક્તિ ચાલૂ માપથી ચાર અક્ષર મૂકીને અંદરથી 'પેરેગ્રાફ'ની માફક દબાવી શરૂ કરવાની.

૨. એ વિચાર પૂરો થઈ જતાંજ થોડી જગ્યા મૂકીને નવા વિચારનો નિયમ ૧ લામાં જણાવ્યા પ્રમાણે આરંભ કરવો.

૩. વિરામચિહ્નોનો સામાન્ય નિયમ અત્યારે એકી ચરણને અંતે અલ્પ-વિરામ, બીજા ચરણને અંતે અર્ધવિરામ અને ચોથા ચરણને અંતે પૂર્ણવિરામ મૂકવાનો છે. તેને બદલે અર્થાનુસંધાન પ્રમાણે ગદ્ય માફક વિરામચિહ્નો યોજવાં; આમ છતાં ગેયતામાં અનુકૂળતા થાય તે માટે આવશ્યકતા હોય તો પાદને અંતે કોઈ ચિહ્ન ન હોય ત્યારેજ માત્ર અલ્પવિરામ પ્રયોજવું.

૪. ગ્રંથસ્થ વિષયનાં મથાળાં સંપાદકે પ્રયોજવાં હોય તો જુદા ટાઈપમાં મથાળે [ ] મોટા કૌંસમાં મૂકવાં.

મને લાગે છે કે આટલા સામાન્ય અને વિશિષ્ટ મળી ૧૦ નિયમોનું પાલન દરેક આદર્શ સંપાદનમાં આવશ્યક છે. વિશિષ્ટ નિયમોમાંના ઉલ્લેખેલા દોઢ નિયમ સિવાયના ઘણાખરા નિયમોનું પાલન દી. બ. કેશવલાલ હ. ધ્રુવે સંપાદિત કરેલી ભાલણની "કાદંબરી" માં જોવાનું ભાગ્ય મળે છે. ગ્રંથસ્થ વિષયનાં મથાળાં કરવાની પદ્ધતિ નિયમ તરીકે જોકે નહીં છતાં સૌથી પ્રથમ સ્વ. નવલરામભાઈએ 'મામેરા' માં પ્રયોજી છે. જોકે તેની બહુ આવશ્યકતા નથી છતાં પ્રયોજવામાં આવે તો તેથી કોઈ પ્રકારની ક્ષતિ નથી; માત્ર તે ચાલૂ ગ્રંથથી અલગ પડી રહે તેવી રીતે મોટા કૌંસમાં આવવી જોઈયે. એમ ન કરવું હોય તો શ્રી. મંજુલાલ ર. મજમુદારનાં સંપાદનોમાં હાંસિયામાં કાળા ટાઈપથી મથાળાં આપવામાં આવે છે, તેમ આપવામાં આવે તોય વાંધો નહીં; માત્ર આમાં હાંસિયાની જગ્યા વધૂ જતી હોવાથી, શોભા જોકે વધે છે, છતાં આર્થિક દૃષ્ટિએ એ ઓછી પોસાય.

અત્યારે આપણે ત્યાં સંપાદકો યથેચ્છ પદ્ધતિ સ્વીકારે છે; એને સ્થાને આ ઉપર બતાવેલા નિયમો મુજબ અથવા તો એ નિયમોમાં સૂચવવામાં આવેલા વિધાનો ઉપર [illegible]

રીતે બધાં સંપાદનો થાય તો તેમાં દેશની અને ભાષાની શોભા અને મહત્તા છે, એમ મને લાગે છે. આ દિશામાં સંપાદકો ઉપેક્ષાવૃત્તિ સેવે એમ કોણ ઇચ્છે?

સંપાદનના બાહ્યાંગ તરીકે ભૂમિકામાં હાથપ્રતોના પરિચયના વિષયમાં પૂરી વીગત આપવી એ આવશ્યક છે. આ વિના કોઈપણ સંપાદન અપૂર્ણ ગણાય છે, એ પશ્ચિમના વિદ્વાનોનું મંતવ્ય છે. એમાં પ્રતોની ઐતિહાસિકતાનો પરિચય આપવાનું તત્ત્વ રહેલું છે. પુરાતત્ત્વની દૃષ્ટિએ પણ એ મહત્ત્વનું છે. આ માટે હાથપ્રતોની પોથી કે ચોપડાનો નિર્દેશ, પાનાંની સંખ્યા, પાનાનું માપ, દરેક પાનામાં પંક્તિઓની સંખ્યા, દરેક પંક્તિમાં અક્ષરોની સરેરાશ, લિપિનો પ્રકાર, લિપિ માંહેના વિશિષ્ટ અક્ષરોનો પરિચય, અને પુષ્પિકા આપવાની જરૂર છે. એ સાથે જે જે સંગ્રહની એ હાથપ્રત હોય તેનો આંક અને હાથપ્રત અપૂર્ણ હોય, વચ્ચેથી તૂટક હોય કે આરંભથી, તૂટક, જેવું તેનું સ્વરૂપ હોય ત્યાં પાનાંઓના આંકના નિર્દેશ સાથે વીગતો આપવાનું ચૂકવું ન જોઈયે. આટલા વિના હરકોઈ સંપાદન અપૂર્ણ છે, એમ મારૂં માનવું છે.

અહીં દેશમાંની જૂનાં કાવ્યો પ્રસિદ્ધ કરાવતી સંસ્થાઓને ઉદ્દેશી થોડું કહેવાનું પ્રાપ્ત થાય છે. હરકોઈ જૂના ગ્રંથના સંપાદનમાં ઊપરની વસ્તુઓ આવશ્યક હોવા છતાં લંબાણ થઈ પડે, એ ટાળવા પૂરતી વીગતો ન આપવાનું દબાણ કરવામાં આવે છે અન્યત્ર આવાં સંપાદનોમાં સંપૂર્ણ વીગતો ઇચ્છવામાં આવે છે, અને critical અભ્યાસ માટે તેટલી વીગતોની જરૂર પણ હોય છે; તેથીજ સંપાદકો વીગતો ઓછી આપવાનું કરતા હોય તો આવી સંસ્થાઓએ તેઓ પાસેથી સંપૂર્ણ વીગતો મેળવવા સાવચેત રહેવું જોઇયે. આવી સાવચેતીને અભાવેજ આજે ગૂજરાત પાસે *critical* અભ્યાસને અનુકૂળ સંપાદનો બહુજ થોડાં છે.

આવાં critical અભ્યાસમાં સરળતા થઈ પડે, તેવાં સાધનો સંપાદકોના લક્ષ્યમાં આવે એ ખાતર ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીના આશ્રયે આ સંકલિત યાદી તૈયાર કરવામાં આવી છે. આ યાદીની ઉપયોગિતાના વિષયમાં સંશોધકોને મતભેદ રહેવા કારણ નથી. તેમાં આપવામાં આવેલી વીગતો સંશોધકના માર્ગને સરળ, જરૂર કરી આપશે.

આ યાદીમાં નીચેનાં અંગોનો સમાવેશ છેઃ—

૧. કવિનું નામઃ—

કવિનું નામ અકારાદિક્રમે પ્રથમ આપવામાં આવેલું છે. જે જે કવિનો ટૂંકો પરિચય મળી શકે છે, તેટલો મેળવી તે તે કવિના પાના નીચે પાદટીપમાં આપવામાં આવેલો છે. વધુ ઊંડી વીગતોમાં ઊતરવું એ આવી સંકલિત યાદીઓના ક્ષેત્રથી બહારનું હોઇ તેમ કરવામાં ન આવે એ સ્વાભાવિક છે.

૨. કૃતિનું નામઃ—

કવિના નામ નીચેજ અકારાદિક્રમે કૃતિઓનો નિર્દેશ કરવામાં આવ્યો છે. એવી પ્રત્યેક કૃતિની નીચે એ કાવ્ય અપ્રસિદ્ધ હોય તો તેવો નિર્દેશ અને જો છપાયું હોય તો ખાસ કયા ગ્રંથમાં, એ મેળવી શકાય ત્યાં આપવામાં આવ્યું છે. આ યાદીમાં 'અપ્રસિદ્ધ' તરીકે નિર્દિષ્ટ થયેલી કૃતિઓ ખૂણેખોચરે કયાંય છપાયેલી પડી હોય અને હાથમાં ન આવી હોય તેથી 'અપ્રસિદ્ધ' લખાઈ હોય, એ સંભવિત છે; પરંતુ તેવા પ્રસંગો ભાગ્યેજ મળશે; કેમકે અત્યાર સુધી છપાયેલા સુપ્રસિદ્ધ કાવ્યસંગ્રહો જોઇ જવામાં આવ્યા છે. પદસંગ્રહોના વિષયમાં આમ છતાં પણ ચોક્કસ હકીકત આપવી શકય નથી બની; કેમકે તેવા પ્રત્યેક પદોના વિષયમાં તપાસ કરવા જતાં ટૂંકી મુદત તેને માટે કદાપિ પૂરી થઇ શકે નહીં; અને જે ધ્યેય છે, એ નષ્ટ થઇ જાય.

૩ રચ્યા-સંવત્સરઃ—

બીજા ખાનામાં કૃતિ કયારે રચાયેલી છે, તેનો જ્યાં જ્યાં પ્રાપ્તિ-સંભવ છે, ત્યાં ત્યાંથી મેળવી આપવામાં આવેલ છે, જ્યાં વર્ષ મળતુંજ નથી ત્યાં ખાનું ખાલી રાખવામાં આવ્યું છે. એથી ઊલટું જુદી જુદી પ્રતોમાં રચ્યા-વર્ષ જુદાં જુદાં મળતાં હોય તો જે જે પ્રતમાં તેવું જુદું વર્ષ હોય તેના પર સૂચક ચિહ્નો કરી, આ ખાનામાં તેના તે સૂચક ચિહ્ન સાથે તેવું વર્ષ આપવામાં આવ્યું છે. કયું વર્ષ ખરૂં છે, કયું વર્ષ ખોટું છે, એ ચર્ચામાં ઊતરવું એ યાદીના ક્ષેત્રની બહારનો વિષય છે. અહીં જે વર્ષોના વિષયમાં શંકા છે, એટલે કે વિશિષ્ટ પ્રતોમાં વર્ષ પ્રાપ્ત થતું ન હોય અને સામાન્ય પ્રતમાં વર્ષ હોય અથવા આપેલું વર્ષજ ખોટું હોય તો કૌંસમાં પ્રશ્નચિહ્ન (?) આપી બતાવવામાં આવેલ છે.

૪. સંગ્રહોના આંક અને પ્રતની ઊતાર્યાસાલ વગેરે હકીકતઃ—

ત્રીજું અને છેલ્લું ખાનું દલતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહ, ફાર્બસ

ગૂજરાતી સભા–મુમબઈ, ડાહીલક્ષ્મી લાઈબ્રેરી–નડિયાદ, વડોદરા પ્રાચ્યવિદ્યા-મંદિર, ડેક્કન કૉલેજ લાયબ્રેરી–પૂના, સ્વ. ઈચ્છારામ સૂર્યરામ દેશાઈનો ગૂજરાતીપ્રેસ–મુબઈ, શ્રી અંબાલાલ બુ. જાની—મુંબઇ, સ્વ. શ્રી. પુરુષોત્તમ વિશ્રામ માવજી જે. પી; અને એમ. ટી બી કૉલેજ સૂરત, એ નવ સંગ્રહોના નાગરી સંકેતોની પાસે તે તે સગ્રહમાંનો ડેડ્-સ્ટોક નંબર આપવામાં આવ્યો છે. આ ડેડ્સ્ટોક નંબરો આખા ચોપડાઓ —કે જેઓ એક કે એક કરતાં વધૂ કાવ્યો ધરાવતા હોય તે–ના છે; એટલે પાછા તેમાં પેટાનંબરો છે. આવા પેટાનંબરો દ. હ. પુ. અને વડેદરાના સંગ્રહમાં અંગ્રેજી મૂળાક્ષરોના ક્રમે, ફા. ગૂ. સભા, ગૂજરાતીપ્રેસ અને શ્રી. અંબાલાલ જાનીના સંગ્રહોમાં નાગરી મૂળાક્ષરના ક્રમે અને ડાહીલક્ષ્મી લાઈબ્રેરીમાં ચાલૂ આંકડેજ આપવામાં આવ્યા છે. ત્યાં ત્યાંના સગ્રહોમાં જેમ આપવામાં આવેલ છે, તેમજ આ લેવામાં આવ્યા છે; એટલે આટલો વિસંવાદ છે. તે વિસંવાદ ટાળવા જતાં સશોધકને જોઈતી પ્રત તેતે સંગ્રહમાંથી મળી શકેજ નહીં. શ્રી ફાર્બસ સભાની કેટલીક હાથપ્રતોમાં મૂળાક્ષરોને બદલે પેટાઆંક આંકડાથી બતાવવામાં આવ્યા છે, તે તેની યાદી પ્રમાણે છે. શ્રી. પુરુષોત્તમ વિશ્રામ માવજીના સંગ્રહમાં અને સૂરત કૉલેજના સંગ્રહમા પેટાઅંક નહીં હોવાથી મુખ્ય આંક નીચેજ પેટા હાયપ્રતોનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

આ પ્રમાણે અપાયેલા ડેટસ્ટોક નબરની બાજૂમાં જ્યા જ્યાં મળી શકે છે, ત્યાં ત્યાં તેની ઊતાર્યા સાલ ઊ. સાં.—ઊતાર્યા સવત્સરથી આપ-વામાં આવી છે. જેની ઊતાર્યા–સાલ નથી મળતી, પરંતુ તેજ પ્રતમાં તેના તે હાથે લખાયેલું કોઈ બીજૂં કાવ્ય હોય અને તેમાં ઊતાર્યા–સાલ હોય તો તે કાવ્ય પણ તે સમયમાંજ લખાયૂં માની તેરો સાં. આપી લગભગ શબ્દ બાજૂમાં લખ્યો છે. એ પછી અંત ભાગ ખડિત હોય તો માત્ર તૂ. થી, આદિ ભાગ તૂટક હોય તો આદિ તૂ થી અને વચ્ચેનો તૂટક હોય તો વચ્ચે તૂ. થી બતાવવામાં આવેલ છે.

આ પ્રમાણે ટૂંકમાં જુદા જુદા સંગ્રહોમાંની હાયપ્રતોની આવશ્યક માહિતી મેળવી શકાશે હારમાળા જેવી પ્રતોમાં તો કઈ પ્રતમાં કેટલાં પદો છે, તેની વીગત જે જે યાદીમાંથી મેળવી શકાઈ છે, તે આપવામાં આવી છે, તેમજ કેટલીક કૃતિઓનાં કડવાં કે કડીની મેળવેલી નોંધો પણ ટપકાવવામાં આવી છે.

જોઈ શકાશે કે ઓફ્રેટની સંસ્કૃત હાથપ્રતોની યાદી કરતા આ દૃષ્ટિએ આ યાદી ઘણો વિશેષ પૂરો પાડે છે. ઓફ્રેટની યાદીમાં ગ્રંથકાર અને ગ્રંથો બધાં એકજ અકારાદિક્રમમાં સાથે આપવામાં આવ્યાં છે, જેમાં ગ્રંથકારના નામ પાસે તેની કૃતિઓના અકારાદિક્રમે નિર્દેશ આવે છે, જે કૃતિઓ ચાલૂ ક્રમમાં અકારાદિક્રમે પણ પાછી આવે છે. તૈયાર કરેલી આ સંકલિત યાદીમાં ચાલૂ ક્રમે કૃતિઓ નથી આપવામાં આવી, જ્યારે ગ્રંથકારની બાજૂમાં અકારાદિક્રમે કૃતિઓ બતાવવામાં આવી છેજ. આ રીતે નકામો વધી પડતો વિસ્તાર થતો અટકાવ્યો છે, કે જે વિસ્તારથી કશો પણ અર્થ સરે તેમ નથી.

આ નવે સંગ્રહોમાં અનેક પદસંગ્રહો છે. એમાંના પદોની એટલી બધી સંખ્યા છે અને પદો એટલાં બધાં એકબીજાનામાં વણાઈ ગયાં છે કે અલગ પાડવામાં કે તેની સૂચી કરવામાં સમયનો ભારે વ્યય થાય. અભ્યાસીઓને ભવિષ્યમાં આ કાર્ય કરવાની અનુકૂળતા થઈ પડે, એ માટે છૂટાં પદો તેતે કર્તાની કૃતિ તરીકે નોંધાયાં છે. તે સિવાયના સમગ્ર પદસંગ્રહો તેતે સંગ્રહની યાદીમાંથી જુદા પાડી જુદા મથાળે સંગ્રહવાર **परिशिष्ट १**-માં આપ્યા છે. તેવી હાથપ્રતોના ત્યાં આંક આપી બાજૂમાં તે તે પદસંગ્રહોમાં મુખ્યત્વે કયા કયા કવિનાં નામો છે, અને ભાષા જુદી પડતી હોય તો કઈ ભાષાનાં પદો છે, તે જણાવવામાં આવ્યું છે.

પદસંગ્રહોની યાદી પૂરી થતાં **परिशिष्ट २**-માં કર્તાના નામ વિનાની કૃતિઓ તેને સંગ્રહમાંથી જુદી તારવી તેતે નંબર, કૃતિનું નામ, મળી શકેલ છે ત્યાં રચ્યા-સંવત્સર, પ્રાપ્ત છે ત્યાં ઊતાર્યા-સંવત્સર અને છેવટે પ્રતની સ્થિતિની જ્યાં જરૂર છે ત્યાં ભાષાનો ઉલ્લેખ વગેરે સાથે આવશ્યક માહિતી આપવામાં આવી છે.

એ પછી **परिशिष्ट ३**-માં કાવ્યો રચાયાની સાલવારી આપવામાં આવી છે. આ સાલવારી સંકલિત યાદીમાં નિર્દિષ્ટ થયેલી સાલોને વર્ષવાર ગોઠવી કરી છે. જેમ બને તેમ ચોક્કસ સાલ આપવાનો પ્રયત્ન કર્યો છે. જેજે કૃતિમાં એક કરતાં વધૂ સાલો મળે છે, ત્યાં શંકાસ્પદ સાલોની બાજૂમાં (!) પ્રશ્નચિહ્ન પ્રયોજવામાં આવ્યું છે, અને તેવી બધી સાલો નોંધવામાં આવી છે. યાદી સંપૂર્ણ માર્ગદર્શક બને તે ખાતર તેવી શંકાસ્પદ સાલો કઈ પ્રતોમાં છે તેનો પણ કૃતિ પછી ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ સાલવારીમાં જે કૃતિના કર્તાનું નામ નથી મળતું તે કૃતિ કર્તા વિનાની

કૃતિઓની યાદીમાં આપવામાં આવેલી હોવાથી તે ખોળવી મુશ્કેલ ન બને, એ ખાતર તેવી કૃતિની બાજૂમાં કૌંસમાં તે તે સંગ્રહનો નંબર આપવામાં આવ્યો છે.

આ પછી છેલ્લે **परिशिष्ट** ૪–માં આ સંકલિત યાદીમાં આવતી બધી કૃતિઓની અકારાદિક્રમે સૂચી આપવામાં આવી છે; તેના મળે છે ત્યાં કર્તાનું નામ અને પૃષ્ઠના આંક આપવામાં આવ્યા છે, જે એકજ વિષય ઊપર કેટલાં કાવ્યો લખાયાં તેનો ખ્યાલ આપશે. આ પ્રમાણે બની શકે તેટલી રીતે યાદી સર્વોપયોગી બને તેવો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ યાદીથી આ પ્રમાણે ગૂજરાત અને મુંબઈ મળી નવ સંગ્રહોની જૈનેતર ગૂજરાતી પ્રતોની આવશ્યક હકીકત મળી શકશે. આ યાદી અને શ્રી. મોહનલાલ દ. દેશાઈના જૈન ગૂર્જર કવિઓ–ભાગ–૧–૨માં છપાયેલી સૈકાવાર થયેલા કવિઓ પ્રમાણે આપવામાં આવેલી યાદીથી ગૂજરાતી ભાષાની જૈન અને જૈનેતર સાહિત્યસમૃદ્ધિનું દર્શન થઈ શકશે.

ગ્રિઅર્સને તેના Linguistic Survey of India—"ભારતીય ભાષા–સમીક્ષા"ના ગ્રંથ ૯ માના બીજા ભાગમાં ગૂજરાતી વિશેના ઉપોદ્‌ઘાતમાં, ગૂજરાતીને ઘણુંજ ઓછું સાહિત્ય હોવાનો ઉલ્લેખ કર્યો છે. એમણે ગૂજરાત અને કાઠિયાવાડમાં આવેલા સમૃદ્ધ જૈન ભંડારોની હકીકત મેળવવા પ્રયાસ કર્યો હોત તો તેવો અભિપ્રાય આપવા તેમને મન થયું ન હોત. અત્યારે પ્રાપ્ત થતા ગયા સૈકા સુધીના ગ્રંથસ્થ વાઙ્મયમાં માત્ર પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન ગૂજરાતી ગ્રંથસ્થ સાહિત્ય–છેલ્લા સૈકા સુધીનું જૈન સાહિત્ય-બે–તૃતીયાંશ જેટલો ભાગ રોકે છે; જ્યારે જૈનેતર સાહિત્ય બાકીના એક તૃતીયાંશ જેટલા ભાગમાં આવે છે.

ગૂજરાતી પાસે ગદ્યસાહિત્ય બહુ ઓછું છે, એ કબૂલ કરવું જોઈયે; જે કાંઇ છે, તે સંસ્કૃત પ્રાકૃત ગ્રંથોના અનુવાદો અને ટીકા–ટબા–ચૂર્ણિકાના રૂપમાં છે; આમ છતાં **पृथ्वीचन्द्रचरित्र** જેવા અલંકારપ્રચુર ગદ્ય ગ્રંથો પણ પ્રાપ્ત થાય છે ખરા. વસ્તુસ્થિતિએ ભારતીય ભાષાઓ પાસે જૂના કાળથી સાહિત્ય જગતમાં ( ટીકાઓને બાદ રાખિયે તો ) ગદ્ય કૃતિઓ ઓછી મળે છે. સંસ્કૃત ભાષામાં પણ કાદંબરી, વાસવદત્તા, હર્ષચરિત, દશકુમારચરિત, નલચંપૂ વગેરે ચંપૂઓ અને નાટક સાહિત્ય અન્ય પદ્ય સાહિત્યની અપેક્ષાએ બહુજ થોડું છે. પ્રાકૃત ભાષાસાહિત્યમાં ગદ્ય સાહિત્ય જૈનેતરોમાં તો ઊંજ નહીં; જૈનોમાં **समराइचकहा** જેવા

ગદ્યાગારમાં ગ્રંથો છે, એટલે મધ્યકાલીન ગુજરાતીમાં અને છેક છેલ્લા સૈકા સુધીની અર્વાચીન ભાષામાં સાહિત્યની દષ્ટિએ વિશિષ્ટ એક પણ મહત્ત્વનો ગદ્યગ્રંથ ન દેખાય તો તેથી ક્ષતિ નહીં લાગે. ગૂજરાતીમાં પણ ગદ્ય છે, તે મુનિશ્રી જિનવિજયજીએ प्राचीनगुर्जरगद्यसन्दर्भ પ્રસિદ્ધ કરી સિદ્ધ કરી આપ્યું છે. તેજ રીતે જૈનેતરોનું જે કાંઇ ગદ્ય સાહિત્ય છે તે એક સ્વતંત્ર પ્રયાસરૂપે થોડા સમયમાં જનતા સમક્ષ રજૂ થશે.

ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીએ આ સંકલિત યાદી અને સાલવારી તૈયાર કરવાનું કાર્ય મને સોંપ્યું, તે આ રીતે પૂર્ણ થાય છે. આ કાર્ય સોંપવા બદલ હું ગુજ વર્ના. સો. ના કારોબારી મંડળનો અને તેમાં પણ સસ્થાના તે વખતના આસિ. સેક્રે. સ્વ. શ્રી હીરાલાલ ત્રિ. પારેખનો આભારી છું. આ કાર્ય મને સોંપવામાં ન આવ્યું હોત તો આ સેવા કરવાનો મને કદાપિ પ્રસંગ મળ્યો ન હોત. પ્રસંગ મળતાં અત્યારસુધી જે કાંઈ અગવડ મને ગૂજરાતી કાવ્યોના સંપાદનમાં નડેલી, તેવી અગવડો મારા સંશોધક ભાઈઓને નડે નહીં તેટલું કરવા, હું સમઝું છું ત્યાંસુધી સમર્થ થવા ભાગ્યશાળી થયો છું.

મારા સંશોધક ભાઈઓ સમક્ષ રજૂ થતો આ મારો પ્રયાસ જો તેઓને સ્વલ્પ પણ ઉપયોગી થાય તો મારી મહેનત સાર્થક છે, એમ હું માનીશ. એનું ખરૂં પુણ્ય તો ગૂજ. વર્ના. સો. ના કારોબારી મંડળને અને તેમાં પણ ખાસ સ્વ. શ્રી હીરાલાલ ત્રિ. પારેખને છે. અફસોસનો વિષય માત્ર એ છે કે આ કાર્યનો આરંભ કરાવનાર સ્વર્ગસ્થ પારેખ આજે આપણી સમક્ષ મોજૂદ નથી.

૧ : ૮ : '૩૮ કેશવરામ કા. શાસ્ત્રી

# ગૂજરાતી હાથપ્રતોની
# સંકલિત યાદી

| કવિ અને કૃતિ | રચ્યાસાં. | હાથપ્રતો |
|---|---|---|
| અખો[1]— | | |
| ૧. અખાની વાણી (પદો વગેરે) મોટો ભાગ પ્રસિદ્ધ– | | —फा. १७४, २४५ क. |
| ૨. અખેગીતા બૃ. કા. દો. ભાગ ૨જો ગૂજ. વર્ના. સો નાં અપ્રકટ કાવ્યો (ભાગ ૧લા)માં અને સ. સા. વ. કાર્યાલયના "અખાની વાણી"માં પ્રસિદ્ધ (કડવાં ૪૦) | ૧૭૦૫ *૧૭૦૯ | —ह. ४२ ( ઉ. સાં. ૧૮૮૭ ), ૧૧૬, ૫૭૫, ૫૭૬, ૫૭૯, ૬૯૧, ૭૧૪, ૭૪૦ ( ઉ. સાં. ૧૮૮૩ ), ૭૫૩, ૭૫૪, ૮૭૫; —फा १४८ क ( ઉ. સાં. ૧૯૦૪ ), १५४ ख ( ઉ. સાં ૧૭૭૩ ), २०६ घ ( ઉ. સાં. ૧૯૦૪ ), ३११ घ, ३३६ ङ, ३४९ च ( ઉ. સાં. ૧૮૬૩ ), ३६२ ङ ( ઉ. સાં. ૧૮૬૪ લગભગ ); —डा. ३-२; —घ. ८२०१ m, ७५४० ( ઉ. સાં. ૧૭૭૫ ); —इ. ५ क ( तू., ઉ. સાં. ૧૮૧૯ ) २५ च, ३३ क, ( ઉ. સાં. ૧૮૮૩ ), २०४ ग, *२९६ ( ઉ. સાં. ૧૮૭૩ ); —पु. ४९. |
| ૩. અનુભવબિન્દુ (૪૦ છપ્પા) | | —इ. २०४ घ. |

[1] ન્નતે સોની, વતન અમદાવાદ, સમય વિ. સાં. ૧૬૭૧-૧૭૩૧ ( ઇ સ ૧૬૧૫-૧૬૭૫ ), કેવલાદ્વૈત વેદાંતનો કવિ.

| કવિ અને કૃતિ | રચ્યાસાં | હાથપ્રતો |
|---|---|---|
| બૃ કા દો ભાગ ૨જામાં, સ. સા વ. કાર્યાલયની 'અખાનીવાણી' અને ગૂજ. વર્ના સો નાં અખાકૃત કાવ્યો, ભાગ ૧લામાં પ્રસિદ્ધ. | | |
| ૪. કક્કો<br>ગૂજ. વ. સો. ની 'અપ્રસિદ્ધ અક્ષય વાણી' માં પ્રસિદ્ધ. | | —द. ૭૫૬ आइ ( ઉ. સાં. ૧૯૨૩ લગ.);<br>—फा ૧૧૮ ( ઉ. સાં. ૧૮૬૦ ) સાથે, ૩૩૧ ट ( ઉ. સાં. ૧૮૫૬ લગ૦ ), ૩૩૬ ધ, ૩૫૧ च. |
| ૫ કવિત ને છપ્પા (પ્રાય: પ્રસિદ્ધ) | | —फा. ૨૪૬. |
| ૬. કાયાશોધ (અપ્રસિદ્ધ) | | —डा. ૧૦-૨. |
| ૭. કુંડલિયા ૨૩ (હિં) જ્ઞાનોપદેશનાં ૮ બૃ. કા. દો. ભાગ ૮ માંમાં અને ૨૫ ગૂજ. વ. સો. ની 'અપ્રસિદ્ધ અક્ષયવાણી''માં પ્રસિદ્ધ | | —फा. ૨૬૭ ट. |
| ૮. કૈવલ્યગીતા<br>બૃ. કા. દો ભાગ ૨ જામાં અને સ સા. વ. કાર્યાલયની 'અખાની વાણી'માં પ્રસિદ્ધ | | —द. ૫૬૬, ૫૮૦, ૬૪૯, ૭૪૦ ङ (ઉ. સાં. ૧૮૮૩). |
| ૯ ગુરુશિષ્યસંવાદ<br>બૃ. કા. દો ભા. ૩જામાં, સ. સા. વ. કાર્યાલયની 'અખાનીવાણી'મા અને | *૧૭૦૧ | —द. ૮૯.;<br>—फा.૩૩૧ ज (ઉ.સાં.૧૮૫૬ લગ૦). *૩૩૬ ज, ૩૪૯ छ, ૩૬૨ च (ઉ. સાં. ૧૮૬૪ |

| કવિ અને કૃતિ | રચ્યાસાં. | હાથપ્રતો |
| --- | --- | --- |
| ગુજ. વર્ના. સો. નાં 'અખાકૃત કાવ્યો ભાગ ૧લા'માં પ્રસિદ્ધ | | લગ૦);<br>—इ. ૨૦૪ घ, ૨૦૫ (નકલ). |
| ૧૦. ચાર અવસ્થા<br>ગુજ. વર્ના. સો. ની 'અપ્રસિદ્ધ - અક્ષયવાણી'માં પ્રસિદ્ધ | | —द.૭૫૬ के (ઉ. સાં.૧૯૨૩લગ૦);<br>—फा. ૩૩૬ स, ૩૪૯ ख. |
| ૧૧. ચિત્તવિચારસંવાદ<br>(૪૧૩ કડી)<br>બૃ. કા. દો. ભાગ ૩જા-માં અને સ. સા. વ. કાર્યાલયની "અખાની વાણી"માં પ્રસિદ્ધ | - | —द. ૬૨૬, ૭૫૪ क;<br>—फा ૨૦૬ ग (ઉ. સાં. ૧૯૦૪<br>૩૩૬ घ, ૩૪૯ क, ૩૬૨ -,<br>(ઉ. સાં. ૧૮૬૪);<br>—इ. ૨૦૪ ङ, ૩૧૨ (તૂ ઉ. સાં. ૧૮૨૮ ). |
| ૧૨. ચોપદી સાખી (હિં)<br>(મોટો ભાગ અપ્રસિદ્ધ) | | —फा ૩૩૧ त (ઉ.સાં ૧૮૫૬),<br>૩૩૬ द (૬૪૨ સાખી),<br>૩૪૦ क (હિં. ગૂ. મોટો સંગ્રહ), ૩૪૯ झ ( ૮૨૩ સાખી ). |
| ૧૩. ચોપદી સાખી (ગૂ)<br>(મોટો ભાગ અપ્રસિદ્ધ) | | —फा. ૨૨૭ झ-ञ (૬૪૭ સાખી),<br>૩૩૬ छ-द (મોટો સંગ્રહ,)<br>૩૬૨ ज (૧૦૯૦ સાખી;<br>ઉ. સાં. ૧૮૬૪ લગ૦). |
| ૧૪. છપ્પા<br>સ. સા. વ. કાર્યાલયની "અખાની વાણી"માં અને ૧૯૦૮ માં અમદાવાદમાં જીવણલાલ અંબાલાલ તરફથી પણ કેટલાક છપાયેલા છે. | | —द. ૪૬૫, ૫૮૨;<br>—फा. ૮૯ ख, ૨૬૭ क ( ૪૦ છપ્પા), ૩૧૧ ग, ૩૩૧ च<br>(ઉ. સાં. ૧૮૫૬ લગ૦),<br>૩૩૬ ञ, ૩૬૨ घ (૪૦ છપ્પા; ઉ. સાં. ૧૮૬૪ લગ૦). |
| ૧૫. જકડી (હિં) | | } બંનેની કોઈ હાથપ્રત નથી મળતી. |
| ૧૬. ઝૂલણા (હિં). | | |

| કવિ અને કૃતિ | રચ્યાસાં. | હાથપ્રતો |
|---|---|---|
| આ બંને ગૂ. વ. સો. ની 'અપ્રસિદ્ધ અક્ષયવાણી' માં પ્રસિદ્ધ | | |
| ૧૭. તિથિ ( અપ્રસિદ્ધ ) | . | —व.१०३५अ(ઉ. સાં. ૧૮૩૫)સાથે;<br>— फा. २६७ घ, ३२८ ल (અંબાની તિથિ; ઉ. સાં. ૧૮૩૦ લગ૦), ३५१ झ;<br>—डा. ६–१३. |
| ૧૮. દુહા–પરજિયા (મોટો ભાગ અપ્રસિદ્ધ) | | —द ५८१ (ઉ. સાં. ૧૮૯૫ લગ૦), ७७३;<br>—फा. २६७ ख (९४ દુહા),२६७ ग (१५२ દુહા), ३३१ ज (ઉ. સાં. ૧૮૫૬ લગ૦), ३३६ झ, ३३६ घ (९४ દુહા), ३४९ अ (३४६ દુહા);<br>—इ. २०४ क (અપ્રસિદ્ધ, ३४५ દુહા), २०६ (નકલ). |
| ૧૯. ધુઆર્થ (હિં.) ( અપ્રસિદ્ધ ) | | —फा. ३३१ छ (ઉ. સાં. ૧૮૫૬ લગ૦). |
| ૨૦. પંચીકરણ ગૂ. વ સો. નાં અખાકૃત કાવ્યો(ભા.૧લા)માં સ. સા. વ. ની "અખાની વાણી " અને બૃ કા. દો ભાગ ૩ જામાં પ્રસિદ્ધ | | —द. ४८ अ, ११६, ५६६ अ, ७४० ङ (ઉ. સાં. ૧૮૮૩), ७४१ घ, ७५३ च, ७५६घक (ઉ. સાં. ૧૯૨૧);<br>—फा. २१९ ग, ३११ क, ३३६ ल;<br>—डा. १०–२;<br>—इ. ५ ख (તૂ., ઉ. સાં. ૧૮૧૯), २५ ङ, ३३ ख (ઉ. સાં. ૧૮૮૩), १४३ (ઉ. સાં. ૧૮૬૫), १५९ ढ (ઉ. સાં. ૧૮૨૮ ધગ૦), ३१६ ख. |

| કવિ અને કૃતિ | રચ્યાસાલ. | હાથપ્રતો |
|---|---|---|
| ૨૧. પદસંગ્રહ<br>બૃ. કા. દો ભાગ ૪–પમાં વેદાંતજ્ઞાનનાં અને સ. સા. વ. ના "અખાની વાણી"માં અને ગુજ. વર્ના. સો. ની "અપ્રસિદ્ધ અક્ષયવાણીમાં" પણ થોડા છપાયાં છે. | | —द. ૧૧૬, ૫૮૨, ૭૪૦ ड (ઉ. સાં. ૧૮૮૩), ૭૫૩ क સાથે, ૮૮૮ (૧૫ પદ), ૮૯૭ (૨૩ પદ);<br>—फा. ૨૨૧ छ, ૩૨૮ द (ઉ. સાં. ૧૮૩૨ લગ૦), ૩૩૬ क (ગૂ. હિં; ઉ. સાં. ૧૯૧૦).<br>—घ ૭૯૫;<br>—पु. ૪૯. |
| ૨૨. બારમાસ<br>"કાંતમાલા" માં અને ગૂજ. વર્ના. સો. ની "અપ્રસિદ્ધ અક્ષયવાણી" માં પ્રસિદ્ધ | | —फा ૧૦૯ क (ઉ. સાં. ૧૭૪૭), ૨૬૭ छ, ૩૨૮ गा (ઉ. સાં. ૧૮૯૭ લગ૦), ૩૩૬ ट;<br>—इ. ૩૩૪ ग. |
| ૨૩ બ્રહ્મલીલા (હિ)<br>સ. સા વ. કાર્યાલય-"અખાની વાણી"માં પ્રસિદ્ધ | | —द. ૭૪૦ इ (ઉ. સાં. ૧૮૮૩), ૭૫૬ जे (ઉ. સાં. ૧૯૨૧ લગ૦);<br>—फा. ૩૪૯ ग. |
| ૨૪. વિષ્ણુપદ (અપ્રસિદ્ધ) | | —द. ૫૭૮. |
| ૨૫. ષટ્પદી<br>કેટલાંક અંગો બૃ. કા દો. અને "અખાની વાણી"માં છપાયાં છે. | | —फा ૨૬૭ घ, ૩૩૬ च, ૩૪૯ ज, ૩૬૨ छ (૫૬૭ છપ્પા; ઉ. સાં. ૧૮૬૪ લગ૦);<br>—इ. ૨૦૪ च (૩૭૦ છપ્પા). |
| ૨૬. સંતપ્રિયા (હિં)<br>સ સા. વ. કાર્યાલયની "અખાની વાણી"માં પ્રસિદ્ધ. | | —फा. ૩૬૨ क |
| ૨૭. સાત વાર<br>ગૂજ. વર્ના સો. ની "અપ્રસિદ્ધ અક્ષયવાણી માં પ્રસિદ્ધ | | —કોઈ હાથપ્રત મળતી નથી |

| કવિ અને કૃતિ | રચ્યાસાં. | હાથપ્રતો |
| --- | --- | --- |
| ૨૮. સાખીઓ ( અપ્રસિદ્ધ ) | | —द. ૫૮૫ (तु.), ૭૫૬ एम. |
| ૨૯. સોરઠા કેટલાક સ. સા. વ. કાર્યાલયની "અખાની વાણી"માં છપાયા છે. | | —द. ૭૧ (છૂટું પ્રતિ). |
| **અજરામર**[1]— | | |
| ૧. મહાદેવજીનો છંદ ( શંકર–ભીલડીનું પદ), બૃ. કા. દો. ભાગ ૭ માંમાં પ્રસિદ્ધ | | —फा. ૨૭૪ छ ( ઉ. સાં. ૧૮૪૬ લગ૦ ) |
| **અણાત્ર (?)** | | |
| ૧. કક્કાના ચંદ્રાવળા (અપ્રસિદ્ધ) ( ૧૭૮ ) | | —फा. ૨૧૯ क (ઉ. સાં ૧૮૭૬ ). |
| **અનંતસુત**[2]— | | |
| ૧. બાર માસ (અપ્રસિદ્ધ) | | —इ. ૮ घ (ઉ. સાં. ૧૭૨૯ લગ૦). |
| **અનુભવાનંદ**[3]— | | |
| ૧. અંબાજીનો ગરબો ( અપ્રસિદ્ધ ) | | —द. ૩૫૫ जी; ૭૩૧ च ( ઉ. સાં. ૧૮૦૮), ૮૩૮ व; —फा. ૧૧૩ झ ( ઉ. સાં. ૧૮૭૬ સાથે ). |
| ૨. ગરબો–ગરબી ( અપ્રસિદ્ધ ) | | —डा. ૧૧–૬. |
| ૪. ચાતુરીઓ[4] | ૧૭૮૯ | —द. ૧૬૪ जे ( ઉ. સાં. ૧૮૬૨ ), ૫૫૮; |

૧. જાતનો રજપૂત કલગી તોરા વાળાના કુળનો, વતન મીયાંગામ પાસે કારવણુ વિ. સાં. ૧૯૦૦ માં હયાત હતો.

૨. જયદેવ-સુત પણુ નામ મળે છે; વતન પાલણપુર પાસે વાવ ગામ.

૩. ( ઉર્ફે નાથભવાન), જ્ઞાતિએ વડનગરો નાગર બ્રાહ્મણ ગૃહસ્થ; પાછળથી સંન્યાસી થયેલો, વેદાંતી કવિ. મૂળ વતન જામનગર પાસે પડધરી સંભવે છે.

૪. પ્રેમની ચાતુરીનાં ૩ પદ બૃ. કા. દો. ભાગ ૬ઠ્ઠા માં છપાયેલાં છે, તેમાં

| કવિ અને કૃતિ | રચ્યાસાં. | હાથપ્રતો |
|---|---|---|
| ×(રાધાકૃષ્ણની ચાતુરી ) | | —×ડા ૬–૯ ( ઉ સાં. ૧૯૭૬). |
| ૪. રાધાજીનો ગરબો ( અપ્રસિદ્ધ ) | | —द. ७३१ च ( ઉ. સાં. ૧૮૦૮ ). |
| ૫. વિમલનો ગરબો (અપ્રસિદ્ધ) | | —द. ७९६ जे ( ઉ. સાં. ૧૯૧૪ ). |
| ૬. વિષ્ણુપદ ( વેદાંતનાં પદો ) ( અપ્રસિદ્ધ ) | | —द. ५७२ ( તૂ. ). |
| ૭. વિષ્ણુવિચાર (અપ્ર.) ( ૪૧ કડી ) | | —द. १०४५ एफ ( ઉ. સાં. ૧૮૨૮ લગ૦) |
| ૮. [1]વીનતી (અપ્રસિદ્ધ) | ૧૭૮૪(?) (૧૭૮૪) | —ડા. ૩–૩, ૧૨–૬ ( ઉ. સાં. ૧૭૯૦ ). |
| ૯. વ્યસનમુક્તિનો ગરબો ( અપ્રસિદ્ધ ) | | —ડા. ૯–૯, ૧૧–૬. |
| ૧૦ શિવગીતા પ્રા. કા. ત્રૈ. ૧૮૯૨ વર્ષ ૮, અંક ૧લામાં પ્રસિદ્ધ | ૧૭૮૮ | —द. ७३१ ( ઉ. સાં. ૧૮૦૮ ). |

નાથસ્વામી નામ છે. અને ત્યાં તેને ડાકોરનો સાધુ લખવામાં આવ્યો છે. બૃ. કા. દો ભાગ ૫ મામાં ગોપીપ્રેમપદ ૪ છપાયા છે, તે પણ ચાતુરીને લગતાં છે. ત્યાં તેને ખંભાતનો કાનફટા ધર્મનો સાધુ કહ્યો છે. સમય ૧૮ મા શતકનો ઉત્તરાર્ધ.

૧. નામ નાથજી મહાજી કે માલજી છે; જાતે પડધરીનો નાગર છે. પાછળથી તે જ સંન્યાસી થયેલા.

| કવિ અને કૃતિ | રચ્યાસાં. | હાથપ્રતો |
|---|---|---|
| ૧૧. સાસુવહુનો ગરબો (અપ્રસિદ્ધ) | | —द. ૭૮૩ ई; —डा. ૧૧-૬ |
| ૧૨ હવ્યકવ્યનો ગરબો (અપ્રસિદ્ધ) | | —डा. ૧૧-૬. |
| **અમૃતબાઇ—** | | |
| ૧. અંબાજીનૂં પ્રભાતિયૂં (અપ્રસિદ્ધ) | | —द. ૮૫૧ स थे. |
| **અંબાઇદાસ—** | | |
| ૧. લંકાના શલોકા (અપ્રસિદ્ધ) | | —डा. ૬-૨. |
| **અંબારામ—** | | |
| ૧. સંદશાઓ અને ગરબીઓ (સારો સંગ્રહ) (અપ્રસિદ્ધ) | | —द. ૫૪૨ अ ( ઉ. સાં. ૧૮૩૦ લગ૰ ). |
| **અર્જુન[1]—** | | |
| ૧. દશાવતાર (અપ્રસિદ્ધ) | | —डा. ૧૨-૬. |
| **અર્જુનિયો[2]—** | | |
| ૧. પદો (અપ્રસિદ્ધ) | | —पु. ૭૦. |
| **અલખબુલાખી[3]—** | | |
| ૧. પદો (પદસંગ્રહ છપાયેલો છે. | | —द. ૩૬૦ (ઉ., પ્ર. સ. ૧૮૮૯), ૪૨૫ क ( ૨૯ પદો છે.) |

૧. લીંબડી પાસે પાદરપરમા એક કોળી આ નામનો થઇ ગયો છે. તેનૂં ૧ પદ બૃ. કા. દો. ભાગ ૭ મામાં પ્રસિદ્ધ છે સંભવ છે કે તેજ આ કવિ હોય. તે ૧૮૯૫-૧૯૧૦ માં હયાત હતો.

૨. અમદાવાદનો એક મિલમજૂર; વિશેષ માહિતી નથી.

૩. અમદાવાદનો સાઠોદરો નાગર બ્રાહ્મણ; સા. ૧૯૦૫ મા હયાત હતો

| કવિ અને કૃતિ | રચ્યાસાં. | હાથપ્રતો |
|---|---|---|
| **અવિચળદાસ**[1]— | | |
| ૧. આરણ્યકપર્વ<br>આ કાવ્ય 'વનપર્વ' એ મથાળે નડિયાદના માસ્તર બળદેવરામ કૃષ્ણરામ ભટ્ટે ફેરફારવાળું છપાવેલું છે. | ૧૬૯૫ | —द. ४७७ क. |
| ૨. ભાગવત, છઠ્ઠો સ્કન્ધ ( અપ્રસિદ્ધ ) | ૧૬૮૪ | —द. ४७७. |
| **અસાઇતદાસ**[2]— | | |
| ૧. હંસાવલી-પવાડુ ( અપ્રસિદ્ધ ) | ×૧૪૧૭ | —द. ×૫૫૩બ્લે(મ૦ગૂ૦રજી ભૂમિકા; ઉ. સાં. ૧૬૭૬ ), ૮૦૭ ( ઉ. સાં. ૧૮૪૭ ), ૮૧૧ अ ( ઉ. સાં. ૧૮૫૮ ), ૮૩૧ ङ ( રજી મં૦ ગૂ૦ ભૂમિકા; ઉ. સાં. ૧૭૨૦ ) |
| | | —इ. ૨૩૦ (તૂટક. કોઈ ગિરધરનું નામ ઘૂસેલું છે.) |
| | | —पु. ૫૫. (તૂટક. કોઈ ગિરધરનું નામ ઘૂસેલું છે.) |
| **આખે કવઅલુ (?)**— | | |
| ૧. રાઠોડવંશાવલી (ચારણી ભાષા) (અપ્રસિદ્ધ) | | —फा. ३० क. |
| **આત્મારામ**— | | |
| ૧. કૃષ્ણચરિત્ર (દશમ) (અપ્રસિદ્ધ) | | —इ. २९९ ख. |

---

૧. જાતે વડનગરો નાગર બ્રાહ્મણ વતન નડિયાદ, પિતાનું નામ વિષ્ણુદાસ. તે ૧૬૮૪ ૯૫ માં હયાત હતો.

૨. જૈન ધર્મનો મનાય છે, પણ આરંભમાં શક્તિસ્તુતિ છે. ઘણું કરીને એ નાયક કોમનો પૂર્વજ બ્રાહ્મણ જે વટલેલો તે સંભવે છે.

| કવિ અને કૃતિ | રચ્યાસં | હાથપ્રતો |
|---|---|---|
| **આદિત્યરામ—** | | |
| ૧. સીતાની શોધનાં પદો (અપ્રસિદ્ધ) | | —फा. ८७ क. |
| ૨. [1]અંબિકાજીની અરજી (અપ્રસિદ્ધ) | | —डा. ११-६. |
| **આધારભટ્ટ—** | | |
| ૧. [2]શામળશાહનો વિવાહ | ૧૭૨૫ | પ્રતિઓ માટે જુવો હરિદાસ. |
| ૨. નરસિંહ મહેતાની રાસપંચાધ્યાયી(?) (અપ્રસિદ્ધ) | | —पु. ५४. |
| **આશારામ—** | | |
| ૧. પદસંગ્રહ (અપ્રસિદ્ધ) | | —फा. ३० ग (२); —डा. ६-५; —ई. २८९ (नकल). |
| **ઇચ્છારામ—** | | |
| ૧. રણછોડજીના છન્દ ( ૮ કડી ) (અપ્રસિદ્ધ) | | —द. ८७५ क. |
| ૨. રાસ (અપ્રસિદ્ધ) | | —डा १०-१. |
| ૩. રામવિવાહ (અપ્રસિદ્ધ) | | —डा. १०-७. |

૧. આદિત્ય એવું નામ માત્ર છે.

૨ હરિદાસની કૃતિ છે; આધારભટ્ટે પોતાનું નામ દાખલ કર્યું છે. આ ભટ્ટ ભરૂચનો ખેડાવાલ બ્રાહ્મણ હતો. "નરસિંહ મહેતાનું આખ્યાન"મા આવતા "વિવાહ-ચરિત"માં પ્રબંધ ૨-૧૦ પણ આ કાવ્યમાંથી છે. ત્યાંના પંદરે પ્રબંધમા પણ આધાર ભટ્ટનું નામ મળે છે.

| કવિ અને કૃતિ | રચ્યાસાં. | હાથપ્રતો |
|---|---|---|
| **ઇંદ્રાવતી—** | | |
| ૧. બારમાસી (૫૩ ચોપાઈ) પ્રા. કા સુધા ૩જા ભાગમાં પ્રસિદ્ધ. | | —द. ८७१ अ. |
| ૨. વૈરાટવર્ણન બૃ. કા. દો. ૮ મા ભાગમાં પ્રસિદ્ધ | | —કોઈ હાથપ્રત નથી મળતી |
| ૩. શ્રીસાથજી(?)ના શણગાર (અપ્રસિદ્ધ) | | —द. ८७७ च. |
| ૪. ષડ્ઋતુવર્ણન (૧૭૬ ચોપાઈ) પ્રા. કા. સુધા ૪થા ભાગમાં પ્રસિદ્ધ. | | —द. ८७७. |
| ૫. હિંદી. ગૂજ. કવિતા (અપ્રસિદ્ધ) | | —पु. १९७ |
| **ઇસરદાસ[1]—** | | |
| ૧. હરિરસ (ડિંગલભાષા) | | —द. ११६ क, ४४२ (ઉ. સાં. ૧૮૧૪), ४७१ एफ (ઉ. સાં. ૧૬૯૯) ६७४ (ઉ. સાં. ૧૯૧૯); |
| લીંબડીદરબાર તરફથી છપાયેલ છે. | | —फा ३०२ ज (ઉ. સાં. ૧૮૭૭), ३३० घ (ઉ. સાં.૧૮૯૯, ડિંગલ); |
| | | —डा. ८-२ (ઉ. સાં. ૧૯૧૬); |
| | | —व. ८१९८ C; |
| | | —इ. ३ फ (ઉ. સાં. ૧૮૫૨), १३३ झ (ઉ. સાં. ૧૮૪૨ લગ०). |

૧. બારોટ. વતન લીંબડી. ૧૭મા શતકના આરંભે થયો છે.

| કવિ અને કૃતિ | રચ્યાસાલ | હાથપ્રતો |
|---|---|---|
| **ઇસ્માઈલ—** (મુસ્લિમ) | | —ફા ૩૫ ફ. |
| ૧. [1]સાબરમતીની રેલનો કિસ્સો (અપ્રસિદ્ધ) (ભાષા-ઉર્દૂમિશ્ર) | હિ. સ. ૧૨૧૦ | |
| **ઉત્તમરામ[2]—** | | |
| ૧. વિવાહવર્ણન (રાધનપુરના ભૂતપૂર્વ નવાબ જોરાવરખાનના દીવાન કાયસ્થ હરિલાલની પુત્રી ડોસીબાઇના વિવાહનું વર્ણન.) | ૧૯૨૭ | —દ. ૯૫૦ (લીથો; છ. સાં. ૧૯૨૭). |
| **ઉત્તમરામ[3]—** | | |
| ૧. ડંકપુરમાહાત્મ્ય લીથોમાં મુદ્રિત | ૧૯૦૦ | —દ. ૮૦૮ ( ઉ. સાં ૧૯૨૧ ); —એ. ૩૯ (લીથો; છ. સાં. ૧૯૦૬ ). |
| ૨ રેવાજીના છંદ (અપ્રસિદ્ધ) | | —પુ ૧૩૯. |
| **ઉદેરામ—** | | |
| ૧. તારણીમાતાનો ગરબો (અપ્રસિદ્ધ) | | —ડા. ૯–૩. |
| ૨. પદસંગ્રહ (અપ્રસિદ્ધ) | | —ડા. ૯–૩. |

૧. સાં. ૧૮૩૮માં આવેલી રેલનું વર્ણન. અમદાવાદની જુદી જુદી પ્રજાની ભાષામાં આ વર્ણન છે

૨ વડનગરો નાગર બ્રાહ્મણ, વતન અમદાવાદ.

૩. બ્રાહ્મણ, સંભવ છે કે ડાકોરનો વતની હોય.

| કવિ અને કૃતિ | રચ્યાસાં. | હાથપ્રતો |
|---|---|---|
| ૩. બાળલીલા (અપ્રસિદ્ધ) | | —ડા. ૯-૩. |
| ૪. શાંથકાજીનો ગરબો (અપ્રસિદ્ધ) | | —ડા. ૯-૩. |
| **ઉદ્ધવ**[1]— | | |
| ૧. બભ્રૂવાહન આખ્યાન ( અપ્રસિદ્ધ) | | —દ. ૨૦ |
| ૨. રામાયણ ગૂજ. વર્ના. સો. તરફથી છપાયેલ છે. | | — હાથપ્રતિ કોઇ પ્રાપ્ત નથી. |
| **ઉદ્ધવદાસ**— | | |
| ૧. વિષ્ણુસહસ્રનામ (અપ્રસિદ્ધ) | ૧૬૪૮ | —ફા. ૧૬૬ ( આદિ ત્રુ, ભાષા જૂની ) |
| **ઉમિયાદાસ**— | | |
| ૧. રેવાજીનો ગરબો (અપ્રસિદ્ધ) | ૧૭૩૮ | —ચ. ૭૫૨૫ ( ઉ. સાં. ૧૯૧૫ ). |
| **કબીર**[2]— | | |
| ૧. પદો (ગુજ.) (અપ્રસિદ્ધ) | | —દૃ. ૨૮૬ (નકલ).<br>☞ દ. ૬૨૯–૬૪૫–૬૫૯ માં હિંદી પદો છે. એ ઉપરાંત બીજા કેટલાયે પદસંગ્રહોમાં બીજા કવિયોનાં પદો સાથે કબીરનાં પદો છે. |
| **કરણુદાનજી–ગઢવી**[3]– | | |
| ૧. અભેસિંહનો ગણુબિરુદ શંગાર | ૧૭૮૭(?) | —ફા. ૩૯ ઘ ( ઉ. સાં. ૧૯૦૪ ). |

૧. ભાલણનો પુત્ર મોઢ બ્રાહ્મણ, વતન પાટણ. સમય ૧૫૫૦ લગભગ.

૨. પ્રસિદ્ધ ભક્ત. પ્રાયઃ તેનાં પદો હિંદીમાં છે, છતાં ભાષા ફેરવાઇ ગૂજરાતી પણ થઇ છે.

૩. બારોટ, વતન જોધપુર ( મારવાડ ).

